૪૪૨.

આદ્યક્ષર ૐકાર સમરલે, છૂટે જમકા ફંદા હેજી;
નામરૂપ જગ જિનકે અંદર, સબકા મૂળ આધારા મેરે ભાઇ.
આદ્યક્ષર ૐકારા હેજી. ૧
બીજસે વૃક્ષ ડાલ ફલ ફૂલા, બહુત રૂપ વિલસાયા હેજી;
ગુરૂગમ જ્ઞાને ગોતી જોતાં, સબ રૂપ ઓહી સુહાયા મેરે ભાઇ. ૨
કારણ સૂક્ષમ સ્થૂલ કહાવે, અનેક રૂપ ૐકારા હેજી,
કિનકુ નિંદુ કિનકું વંદુ, માન અપમાન મિટાદે મેરે ભાઇ. ૩
જ્યુ સાગરકા જલ ચઢિ બાદલમેં, મેઘસેં બિંદુ કહાયા હેજી,
ફેરા મિલકે ભઈ સરીતા, સો સિંધુમાં સમાયા મેરે ભાઇ ૪
નિરગુણ સરગુણ ભેદ કલપના, મનમુખીને ઠેરાયા હેજી;
ગુરૂમુખી ગંગ નવ તન હેરે, છુટયા ચિત ચોધારા મેરે ભાઈ ૫
કાશી ગુરૂ મલ્યા કલ્યાણી, સુખદાતા મન ભાયા હેજી,
આશ્યા ૐ અધ્યસ્ત જિનુમે, સો સેનમેં સમુઝાયા મેરે ભાઈ. ૬

૪૪૩

સતગુરૂ સંત મિલે સુખદાઇ, દુ:ખ જનમ મરણ વિસરાઇ. ટેક
સ્વર્ગ ભુવન ચાર દેશ ફણેસા, દેખ્યા નવ ખંડ માંહી;
ઉનસે અધિક કો નહી હિતકરતા, જિને આપોપૂ વિસરાઈ. ૧
નામ રુપકા નેહ છોડાયા, મૃગજલ વાદલ છાહી;
અસ્તી ભાતી પ્રિય રુપ આધારા, સો તેરા રુપ ભાઇ. ૨
ગુરુવચન હિરદેમૈ ધારી, પ્રેમ પવન ઠેરાઇ,
ઇગલા પિંગળા ભઇ સુષમણા, રણુંકાર ધુન જ્યાંહી. ૩
તીન દેહકા ભાન ભુલ્યા જબ, નુરત સુરત મિલ જાઈ,
હદ છોડી બેહદ ઘર બેઠી, પંચ કોશાંતિત પાઈ. ૪
નૂર તખતપર નિરખ નિરંજન, સોહં શબ્દ સુખાઈ;
ઊઠત બેઠત હરતાં ફરતાં, આનંદ ઉર અધિકાઈ. ૫

કાશીગર ગુરૂ પૂરણુ મલિયા, ચરણુકમલ ચિત વાંહી;
આશારામ નામ સમરણુસેં, ભવકા ભય મિટ જાઈ. ૬

૪૪૪ રાગ ભજન.

હર હર જીવતા મુવાબે, જિનકા મારગ જુવા હૈ. ટેક.
બુરે કહેસેં બુરા ન માને, ભલા કહે નવ રાજી;
રાજા રંકાં એક સરીખા, કોણુ પંડિત કોણુ કાજી. ૧
ભલે બુરે પર દાવા નાંહી, નહી લેના કછુ દેના,
સબ ઘટમેં તુમ સાહેબ દેખો, કોણુ શત્રુ કોણુ સેના. ૨
હંસ હોય ને કાગ કહાવે, પણુ હંસકો કાગ નહી હોયગા;
અજ્ઞ હોય સો એસી કહેવે, કોઈ સમજુ મર્મ લહેગા. ૩
બાહેર ભીતર નૂર નિરંતર, સદાનંદ સુખરાશી,
સાંઇ દીન કહે આવે ન જાવે, સતગુરૂ કહેવે સાચી. ૪

૪૪૫ પીલુ છાયા.

કયું તેં ભજનના કિયો હે લોભી મનવા,
કામ ક્રોધ લોભ મોહ કેરે કારણુ,
લક્ષ બેર જન્મ લિયો, લોભી મનવા. ટેક. ૧
અનત બેર માતાકે ઉદરમેં, દાતાકુ કોલ દિયો લોભી. ૨
ગમાર જીવ કુટુબમે ગુંથાયો, વિષયાના પૂરમાં વહ્યો. લોભી. ૩
કેવલ કહે જીવ બહોત કુટાયો, પ્રેમરસ કબહુ ન પીઓ. લોભી. ૪

૪૪૬

પૂરા જનો પ્રેમરસ અજર પીવો; પુરા. ટેક.
પ્રીત દીપક જેમ પડત પતગા, કાયાકો હોમ કિયો. ૧
ચકોરકી વૃત્તી જ્યું ચંદાકે ચરણુમેં, લક્ષ કર અમી તો લીઓ. ૨
મોહ કેરે ચોહમે મરે મૃગ બનમે, તન મન નાદકું દીઓ. ૩
કેવલ કહે પ્રેમ આગે કૈસી ક્રિયા, બ્રહ્મપિયૂષ સહેજે પિયો. ૪

૪૪૭

હો ગઈ મોપેં સત શબ્દ કેરી સાન, હો ગઇ મોપેં;
સત સમાગમ સતગુરુ સેવા, પ્રેમે કિયો પયપાન. ૧
દીવે જુ દીવા ધરાહ મંદિરમેં, ઉડી ગયો હૈ અજ્ઞાન. ૨
નવ ખડમાં નિશ્ચય કર દેખું, પ્રગટ થયો છે આતમભાણ. ૩
સંતચરણરજ કેવલ શિર સોહે, તાહીતેં લગ્યો હૈ મેરો ધ્યાન. ૪

૪૪૮ રાગ ઉપરનો.

સબમેં દેખો શુદ્ધ સ્વરુપ સત સોઈ, સબમેં૰
દુધનમે ધૃત દીસત નાંઈ,
લક્ષ કરલીઓ હૈ બિલોઇ, સબમે દેખો૰ ૧
વાસ ફુલનમેં રહી હૈ અબાસી, તેલ ફુલેલ તલ હોઈ, ૨
કાષ્ટમેં જેમ અગ્નિ રહત હૈ, હુતાસન મિલેતો રૂપ હોઈ. ૩
કેવલ કહે નિત સતસંગ કીજે, જીત અજીત રહે સોઇ. ૪

૪૪૯

જીવતાં ઘર જુવો બંદા જીવતાં ઘર જુવોજી, મુવા કેડે મોક્ષ માગે,
કાળાગ્રહનો કુવો, બંદા જીવતાં ઘર જુવોજી. ટેક.
જાગ્રત દેહનાં આચરણ જાણી, ખોટી વાસના ખુઓજી;
નાશવતમં કૈસા નિરખો, રૂપ જોઈ કયા રૂવો. બંદા૰ ૧
રચી સુપનમાં અનેક રચના, માઈક ભ્રાંતિમાં મુઓજી,
સુખે દુખમાં કામ ન આવે, ભૂત ભવિષ્ય થાય ભુવો. બંદા૰ ૨
કાર્ય કારણ લય કરી, સુષોપતીમાં સુઓજી;
ઉરનુ આવણ દૂર કરલ્યો, તો હરિ રૂપે હુવો. બંદા૰ ૩
ત્રિપુટી કેરો બાંધ ત્યાગી, નામ રૂપ ગુણ જુવોજી,
આપે અનુભવ આપો આપે, દ્વૈતને કયાં દુવો; બંદા૰ ૪
ગુણ રહિત નિરગુણ ગોવિંદ, પૂરણ આણંદ પુઓજી,
સોહં કેવલ શુદ્ધ સ્વરૂપ ચિદાનંદ, બીજ ને કયાં બુઓ.બંદા૰ ૫

### ૪૫૦ રાગ ઉપરનો.

એકકે ઘર આય બંદા, એકકે ઘર આયજી;
દેખ એક ઘર છોડી કરકે, અનેક ક્યું ભટકાય. બંદા. ટેક.
એક અખંડ અજર અમર, લક્ષકુટસ્થ બ્રહ્મલાયજી,
અનેક જીવ ઈષ માયા આવરણ, ગુણ ઉભા કહી ગાય. ૧
ગુણાં રહિત નિરગુણ ગોવિંદ, પૂરણ પદને પાયજી,
જગત ખોયો ને આપ જોયા, મનકા સંદેહ મિટાય. ૨
સોવણ કેરા ઘાટ સર્વે, નામ રૂપે ઠેરાયજી.
સોવણ એક રસ રૂપ સોઇ, ઘાટ નહિ થયા નહી થાય. ૩
મૃતિકાના ઘાટ સર્વે, ગઢ હવેલાં ચણાયજી;
નામ રૂપ ગુણ ક્રિયા નાંહી, ભોમી અખંડ સોહાય. ૪
.કર્યું શ્રીફળ સાક કેરૂં, ખવાય ત્યાંસે ખાયજી;
કેવલ કહે અધ્યાસ કરતાં, જીવ બ્રહ્મ હોઇ જાય. ૫

### ૪૫૧ રાગ ભજન.

તારી થિર વરતીરે નવ થાપી, પિંડકુ ક્યું રખડાવે પાપી. ટેક.
નિરગુણકું તો નિરખ્યા નહિ ને, માયા વરતી રહ્યો માપી;
સતગુરૂ સંતને સેવ્યા નહિ રે, વિષયા કાર રહ્યો વ્યાપી. પિ. ૧
ગીત સમજ સણગારૂ ગાયા, જપે રાતદિન જાપી;
દેવળ દેવળ દરશન કરતો, તૃષ્ણા મનની ના કાપી. પિ. ૨
ઘાટ અનેક તું ગંગારે નાહ્યો, તીરથ વરત રહ્યો તાપી;
હજુ તારા મનડાનો મેલ ન ગયો, કીડી જંતુ પગચાંપી. પિં.૩
પાત્ર સંતને પોખ્યા નહિરે, નાણું કોડી નવ આપી;
પાખંડ ફોગટ સઘળે ફરિયો, ઉલટી અવિદ્યા થાપી. પિં. ૪
કંઠી બાંધીને કાન ફુંકાવ્યા ને, છાપાં તિલક રહ્યો છાપી,
કેવળ કહે જીવ બહુ કુટાણો, પણ વસ્તુ ન મળી અમાપિ. પિં. ૫

૪૫૨ રાગ ઉપરનો.

અનુભવમાં તુ નાહ્યોરે, ધ્હેલા ગીત સમજબિન ગાયો; ટેક.
ખબર નહી તેરે તનકી જો તું, નાદ બુંદ બંધાયો;
જીવ ઈશ્વર દોઈ પરોક્ષ જાણી, ધામ અનેક તું ધાયો. ધ્હે. ૧
મુલા તુલાની માલમ નહીં અને, વરતી અવરતી વવાયો;
જડ ચૈતનનો અધ્યાસ ન જાણ્યો, તો દુનિયામાં થયો ડાહ્યો. ૨
કરતા ક્રીરિયા ઔર કરમકી, સ્થૂલ સૂક્ષમમાં ગુંથાયો;
જાગ્રત આદિ અવસ્થા ન જાણી, પછી ત્રિપુટીમાં લુંટાયો. ધ્હે. ૩
ભૂત ભાવી વતમાનની ભ્રાન્તી, કાયા ધરી બહુ કુટાયો,
મિથ્યા સુખ માયાકો માની, અનરથ બોજો ઉઠાયો. ધ્હે. ૪
વાણી પરે વસ્તુ નહિ જાણી, મન ભૂતેં ભરમાયો;
કેવળ કહે જીવ બહુ કુટાયો તો, પૂરણ બ્રહ્મ નવ પાયો. ધ્હે. ૫

૪૫૩ રાગ ભજન.

સતશબ્દકી સીડીયું પકડી તો, સેજમાં ચડી ગઈ અસમાની;
લાગી શબ્દકી ચોટ મેરા ગુરૂ સંગ સો, કેમ અટકે બ્રહ્મજ્ઞાની. ટેક.
ઝરિયા પારા ઝબક્યારે તારા, અ તર ભરીને હું ઊભરાણી;
મટી ગયા ડોલા ને ભીતર ખોલ્યા, હરની કશી છે હીરા હે ખાણી.
તૂટયા એ ટાટા ઉઘડયા નીરાટા, ફુટયા પાટ ફેલ્યા હે પાણી;
ઉમગ્યા સીધુ શબર ભરાણા, એક દૃષ્ટી અંતર આણી.
અબ નહી ડરૂ મે સબહી મેં ખેલુ, રૂમઝુમ કરતી મે જાઉ ઠામી,
અધર નિરાધાર દેશ અમારા, આદુ અંતકા ઘર જાણી.
મટી ભઈ શકા નયણે નાથ નિરખ્યા, મારી પતીજ ઉનને જાણી,
કહે રવી સાહેબ દાણ નહી આલુ, હો ગઈ પાદશાહીં પરમાણી.

૪૫૪ રાગ ઉપરનો

નિરભૈ પદકા ન કર્યા નમેડા, પાખંડ કરી પરલેહો જાવે;
પિંડ ગોત્યા વિના પાર નહી પાવો, ક્યા પઢતે હો પુસ્તક માંહી. ૧

ખટ શાસ્ત્રને અઢારે પુરાણુા, ભાગવત ગીતા કોઇ જ્ઞાની ગાવે;
લહીયા તો લોભ સારૂ લોકાંને સુણાવે, અંતકાલે જમપુરમાં જાવે ૨
કાજી કિતાબ કુરાન બખાણે, પાંચું વખત નિવાજ જાવે,
સાંજ પડે તારે છુરી ચલાવે, ગુરૂગમ વિના એતો ધુમરાવે. ૩
વગર વિસવાસે ભેખ ધરતહૈ, દે દોટ બલી મુસાવાઈ;
દમડારે સારૂ દે પરમોદા, પેટ ભર્યાની એતો પંડિતાઈ. ૪
મસાલચી મસ તેલ ભરાવી, પકડી મશાલ ઉભો જ્યાંહી,
ઔરાંકું તો કરે અજવાળા, આપ અંધેરામાં અથડાઈ. ૫
કાયા કમાયા વિના કથની કથત હૈ, મનમાં મૂરખ મરડાવે,
કહે હરિદાસ સચિદાનંદ ચીન્યા વિના, અંધા અધેરામાં અથડાવે.

૪૫૫ રાગ માઢ.

હાંરે મારા મનવા તું ભૂલ્યો ફોગટ ફૂલ્યો ડૂલ્યો દેહાં માંય;
કામેથી ક્રોધેથી લોભેથી મોહેથી, ગાફલ ગોથાં ખાયરે. ટેક.
દેહ લીધો કરી જમની જમાની, કરવાને શુભ કામ,
મારા તારાની મોટપ માંહી, ભૂલ્યો આતમરામ. હાં. ૧
તૃષ્ણાને તજજે સદ્ગુરૂ ભજજે, કરજે તત્વ વિચાર,
રતન પદારથ મનુષ મળ્યુ તન, નાવે વારવારરે. હાં. ૨
શીવ છતાં તને જીવ બનાવ્યો, ઘેન ચડાવી પૂર;
લટકારી મટકારી વટકારી વૈરણ, માયાથી રેહેજે દૂરરે. હાં. ૩
સંગ સુધારી પ્રીતિ વધારી, પ્રીછવુ પોતા રૂપ;
ધીરજ ધારી ઈંદ્રી વારી, બનવુ બ્રહ્માંડભૂપરે હાં. ૪
ગભીર જ્ઞાન દીઆ ગુરૂ પૂરા, આશા પૂરણ કામ;
જનમ'મરણની ભ્રાંતી ભુલાવી, આનદ આઠે જામરે. હાં. ૫

૪૫૬ રાગ નાટકી ઢબ.

હાંરે દુખ પાપોના હરનારા રે, ભજો કૈલાસના દેવ પ્યારા;
મુકી માન ને ધંધા નઠારારે, રહો દુરિજનોથી ભાઈ ન્યારા. ૧

ધન દોલતને માલ ખજાના, પુત્ર ને નાર પરિવારા;
અંત સમે કોઇ કામ નહિ આવે, મહેલ બગીચા માલ સારારે. ૨
કુંભ સમો આ દેહ છે કાચો, માનો રૂદેમાં તમારો;
વાર નહિ લાગે તે લય થાતાં, કરો ગુરૂ શબ્દના વિચારારે. ૩
ભવસાગર છે દુખનો દરીઓ, સદ્ગુરૂ તારણહારા,
આશા પૂરણ નામ દીઆ ગુરૂ, ગંભીર જ્ઞાન ચોધારારે. ૪

૪૫૭ રાગ વેરાડી

એવા કોઈ અનુભવીરે, કરે ભાઈ દ્વૈતનોરે સંહારજી,
અગ્ની બાળે જેમ કાષ્ટને, ટળે જાત વરણ વહેવાર. એ. ૧
ધુંઓ જ્યાં લગી નીકળે જ્યાં લગી, કઠણ હોય આપજી;
આપ ઘટત ઘટત ઘટી ગયું, હવે ના રહ્યું પુન્ય કે પાપ. એ. ૨
માંખી ત્યાં બેસે નાહી તેને, તાપે તો ટળી જાયજી,
એમ એક મેક અંતર નહી, પુર્વ રૂપ ના રહેવાય એ. ૩
એમ સમજીને સમૈ રહ્યા કોઇ, અનુભવી આતમ જ્ઞાનજી,
તેને સત અસત નહી ત્રુટીઆ, એ છે સમજણ કેરી સાન. એ. ૪

૪૫૮ રાગ ઉપરનો.

એવુ જેને ઉપન્યુ રે, તેને ન રહ્યું કહેવાનુ કાંઇજી;
કથવુ બકવુ સુણવુ સાંભળવુ, સર્વે આવ્યુ માંહ્ય એ૦ ૧
સાકર કેરી પુતળી, વૈરાટ રૂપે થાયજી,
સધરે સુસરી રસભરી તેને, ગોઠે ત્યાંથી ખાય એ૦ ૨
એકાએકી જાનવી જેના, જુજવા છે ઘાટજી;
પ્રાત કટારે પડનું માંહે, નવાય ત્યાં જઈ ન્હાય. એ૦ ૩
ગોરી કોરી ને ગરબો કર્યો તેને, બહુ તે બારાં થાયજી,
તે મધ્યે દીપક એક છે એનો, દ્વારે દ્વારે દેખાય એ૦ ૪
ભક્ત ભગવાન એક છે એમ, સમજે તો સંશય જાયજી;
કહે ત્રુટો જેમનું તેમ છે આતો, ઘણુ કહ્યે શું થાય. એ૦ ૫

૪૫૯ રાગ ઉપરનો.

જીવ શીવ એક છે રે જો જડે જીવની રે જાતજી;
પોતને રંગ પાસ લાગ્યો, ભાવસારેં પાડી ભાત. જી. ૧
આપ નહી અપવાદ નહી નહી, હરખ શોક ને કામજી;
મુદ્દે શહેર નહી ત્યાં ચોર શાના, આતો અખંડ બ્રહ્મનું ધામજી. ૨
અનેક મુખ્ય એક માણસને એને, મુખે મુખે અવકાશજી;
તે મધ્યે ચૈતન એક છે તેનો, રોમ રોમ પ્રકાશ. જી. ૩
બિંબસે પ્રતિબિંબ દરસે, તે મન મારો વ્યાપજી;
બોલે એ વિના બીજો નહીં, એ તો સામો દેછે જવાપ. જી. ૪
સ્વપ્નમાં જેમ દેહ ધરશે તે, જાગીને જોતાં જાયજી,
નહી તેને શું નિંદીએ આપણ, રહીએ અનુભવ માંય જી. ૫
સત ભગવત એક છે જેની, વેદ પુરાણે શાખ્યજી,
કહે અખો એમ આ પટારી, નીશાં હરી ભણી રાખ્ય જી. ૬

૪૬૦ રાગ ઉપરનો.

આત્મા એક છેરે ભાઇ, એક ઉદક એક પાણીજી,
બહાર આવ્યા પછી ઉત્તમ મધ્યમ, થઈ રહ્યું ખેચાતાણ. આત્મા૦
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શુદ્ર, વિધ વિધનારે વિચારજી,
શરે જોતાં સોનું એક છેરે, એના ઘાટ ઘડયા બે ચાર આત્મા૦ ૨
જ્ઞાન દૃષ્ટીએ ગોતીને જુવો તમે, પાખંડમાં કરો માંડજી;
શરે જોતાં એક શેરડી તેનાં, ગોળ સાકર ને ખાંડ આત્મા૦ ૩
હાથે હસ્તીનું હાડ પહેરી, નિત સોહાગણ નારજી,
નવીન ચોકો નિત્યે કરે, પેખો પરગટ અન્યાય આત્મા૦ ૪
અનેક નદીએ નીર વહે તેને, જુજુવા મત જાણજી;
સાયર જાતાં સર્વે ભેળી તેનું, નીર થયું નિરવાણ આત્મા૦ ૫
આચારીને સદા અવગત, મૂળ જોનાં મર્મજી,
કહે અખો આતમ ચીન્યા વિના એનાં, કદી ના છૂટે કર્મ. આત્મા૦

૪૬૧ રાગ આશાગોડીની છાયા.

મગન ફરેરે નર મગન ફરે, જેણે મન વશ કીધાં, સોઇ નર મગન ફરે;
ઠામ જઈ એતો સિંધુ ઠરે. જેણે મન૦
જગત પદારથ મિથ્યારે જાણીરે, વરતીરે જેની ઉપરામ ફરે;
અંતર ખટપટ એકે ના રેહેવે, નિજાનંદ સોઈ ઠરે. જે. ૧
ખટશાસ્ત્ર ને પઢેરે પુરાણા, પૂજન અરચન નિત્ય કરે,
વાદ વિવાદે કંઈક ભરમાઈ ગયા, ગમ ઠેકાણે કોઇ સંત ઠરે. જે. ૨
મૂળ વૈરાગથી મન વશ થાયરે, ચંદા સૂરજ એક ઘેર ધરે;
સેહેજ સેહેજ સોહં ધુન ઊઠે, ગુરૂગમ વેતો આણુદ ખરે. જે. ૩
મોહ મદમાંરે નર હીંડે મલપતારે, જુઠ પ્રપંચમાં કાન ધરે,
સાહેબને ઘેર શરમ નહી ચાલે, વાલ રતીનો હિસાબ કરે. જે. ૪
શુભ સંચિત જેને સતગુરૂ ભેટે તો, અગમની ગમ કોઈ સંત કરે;
કહે મોતી કાશી ગુરૂ ચરણે સુરતી, તેની તો સનમુખ ઠરે જે. ૫

૪૬૨ રાગ ઉપરનો

નહી આવેરે નર નહી આવે, જેણે સતગુરૂ સેવ્યા સોઇ નર નહી આવે;
ગુણ રહિતના ગુણ ગાવે, જેણે સતગુરુ સેવ્યા ટેક.
અમરિત ભોજન અહાર મુકીને, કાગવિષ્ટા જગ ક્યુ ફાવે,
મોતીના અહારી રહેવે માનસરોવર, ખાડ ખાબોચી ક્યુ જાવે. ૧
પ્રેમ પીઆલા જેણે અમીરસ પીધારે, ક્ષુધા તૃષા તેને ક્યુ ધાવે;
ઉરમી ના રહેવે એકે અંતરમાં, લાલચ વિના ક્યુ લપટાવે. ૨
લાલચસે નર આવે ને જાવેરે, દિન પુઠે જ્યુ રજની આવે,
જન્મ મરણનુ દુખ નહી થોડું, તોય અંધા આળસ નવ ખાવે. ૩
નવ તીન પાંચ પચીસને પકડીરે, ઘેરી ગગન એક ઘર લાવે,
સુરત સમેટી શૂન્યપર ચઢીયા, કાળ આવીને પછી શુ ખાવે. ૪
આઠ પહોર જેને રહેરે ઉજાગરા, સુરતી શબદસે ધુન લાવે;
કહે મોતી કાશી ગુરૂ ચરણે, આવાગમન ફેર નહી આવે. ૫

### ૪૬૩ રાગ ભજનનો.

આજ આનંદના દિન હમારે ને, મારે મંગળ વરતાણા રે;
જુની સગાઈ મારે જોગ જાહેર થયા, અનેક ઉગ્યા રવીભાણારે. હેજી
આદ અનાદિ ને અસલ અવિગત જુના, જોગેશર ઘેર આવ્યારે હેજી.
નિરખત પીવ તનજરાંરે નેણાં ત્યારે, ભીતર રૃદેમાં બહુ ભાવ્યારે. હેજી.
સરગુણ માયા સર્વે રે જુઠી તો, નિરગુણ નિરભે જાણોરે હેજી.
શબદ ગુરૂજીનારે જુવોને વિચારી ત્યારે, શબદાતીતને પિછાણો રે.
કામ ક્રોધ કાળનાં મૂળ કાઢયાં ને, ધુન ધુણી ધર તાપ્યા રે હેજી.
અનેક ઉપાધી રોગ અળગા રે કીધા ત્યારે, કોટી વિઘન દુખ કાપ્યારે.
ગેબી ધુનધારા ગગન મંડળની રે, ઉલટા સોહ લગાયારે હેજી.
હરદમ હાલા મેરા ખુલ ગયા તાલા તો, અધર પલ ગ મેં બિછાયારે.
ગેબીરે નોબત ગગડે ગગનમાં, ઝાલરના ઝણકારારે હે જી.
ભારથી રેવાને ગુરૂ મનોહર મળીઆ તો, રોમ રોમ રણુકારારે હેજી.

### ૪૬૪ રાગ ઉપરનો

મુને મનોહર મળીઆ ને મહા સુખ પાયા, અખ ડ આતમ
દરસાયારે હે જી.
અમરિત વાડી ગુરૂએ અનેભૈરે કીધી, સ્વાંત શીતલ વરસાયારે.હેજી.
મૃગજલ માયા મને સત માની ત્યારે, જુઠમાં જુગ ભરમાયારે હે જી.
સુપનાની બાજી સાચી કરી માની, ત્યાં અેકેક નર ઠગાયા હે જી.
અથિર મનને થિર કરી રાખો તો, અળગું જાવા મત હાલોરે હે જી.
જયાંથી ઉપજયું વાં સમાવો ત્યારે, અમરાપુર મહાલોરે હે જી.
ધન્ય સંતો ભાઇ રોળ તમારી, કરહણના કણ કેવારે હે જી.
પાના હીરા ને પારસ મોતી તો, એથી અધિક ફળ લેવારે હે જી.
નાભી ઉર નાશા ઉર્ધ આકાશા, મન પવન દો મેળાયારે હે જી.
હેમ ગળી હુવા જળ પાણી તો, એકાગ્રહ વૃતીકુ ઠેરાયારે હે જી.

અહંકૃતી ઔર વ્યાધી સર્વે રૂપાણી ત્યારે, છુટી ગયા ચિતડારા
ચાળારે હે જી.
ભારથી રેવાને ગુરૂ મનોહર મળીઆ તો, અનભૈ દેશ ઉજીઆરારેહે જી.

૪૬૫ રાગ ઉપરનો.

ઝગમગ ઝગમગ જ્યોતી જલતહૈ ને, બરખે નિરમળ નૂરારે હે જી.
બ્રહ્મજ્ઞાન કોઇ ભેદુડારે ઝીલે આતો, દેશ હમારા બહુ દૂરારે હેજી.
નવ તીન પાંચ પચીસ પર કરતી, જુડી કીધા મેં તો જૂરારે હે જી.
નિરવરતીનાં નિશાન ચડયાં તાણે, રેણ બોલે રણતૂરા રે હેજી.
અગમ ધામ જેના અધર મારગ, પગ માંડત કોઇ પૂરારે હે જી.
શબદબાણ જેણે સનમુખ ઝીલ્યાં તારે, સમજુ થયા ચકચૂરારે હે જી.
ભ્રમણામાંરે નર કઈક ભીડઇ રહ્યા, ઓછા પાત્ર અધૂરારે હે જી.
બંકનાળરા વસમારે ઘાટા, તો ચડી ગયા સત શૂરારે હેજી.
બંકનાળમાં વરસે વરસારા, નિરમળ નૂરની ધારારે હેજી.
જેણે પીયાલે મારે અનુભવ જાગ્યા તો, ઉગ્યા અપર પારારે હેજી.
મનમેવાસી મહીપતી રાજા, ઝુડી કીધા મેં તો ચૂરા રે હેજી.
ભારથી રેવાને ગુરૂ મનોહર મળીઆ તો, ચૌદિસ ઉગ્યા સૂરારે હેજી.

૪૬૬ પુનમ ચાંદની–એ રાગ

હરિજન હરિગુરૂ ચરણ શરણમાં ચિત્તને ધારીએ રે,
દુર્લભ મળીઓ મોંઘો મનુષજનમ અવતાર,
ખોટા ખેલ ખલકનો જાણી મનને વારીએ રે. ટેક

સાખી–ધૂલર ફૂલ બ્રહ્માંડમાં, મચ્છર માનવ જાણ,
જગકર્તા જાણ્યો નહિ, નર દેહ નહિ પરમાણ
મિથ્યા ગર્વ કરી મકલાતો હીડે માનમાં રે,
ડાપણ જગમાં ડોળ્યુ અતે દુખની ખાણ. હ. ૧

સાખી–સફલ જનમ જન જો ચહો, તો સતસગ કરો,
સત વચન હિરદે ધરી, દુરમતિ દૂર કરો.

અંતરવરતી વહન કરી હ્યો મૂકી કામના રે,
શ્રદ્ધા શિર સાટે કરો મહાવાયક વિસવાસ. હ. ૨

સાખી—ટીંટોડા સમ ટેકથી, ધરો ધારણા ધ્યાન;
નિશ્ચેથી શ્રી હરિ મળે, મુકી દેહ અભિમાન.
સહુમાં વ્યાપક આતમ અળગો ના અવલોકીએ રે;
એ છે ઉત્તમ અનુભવ અંત જનમનું જ્ઞાન હ. ૩

સાખી—અનલ ગતી અનુભવી તણી, જાણે ગુરૂના બાળ;
ચિત્ત વૃત્તિ ચિદાકાશમાં, શરીર ભોગ દે ટાળ.
જલને કજની પેરે રહી ભવસિંધુ સહેજે તરેરે,
ધન ધન એવા જનનો અવની પર અવતાર. હ. ૪

સાખી—ઈશ્વર સષ્ટી અનાદિની, નામ રૂપ નિરધાર;
કારણ બંધન તે નહિ, અનુભવ ઉર સવિચાર
વેદ વદે ગુરૂ કે છે અહં મમતા ઉઠાવીએ રે,
બીજક બળિયું ભળિયું ભાગ્ય પુન્ય પરતાપ. હ. ૫

સાખી—મન ગમતું મહા સુખ મળ્યું, ઈચ્છા દૂર અનેક,
કારણ ગુરૂ કૃપા થકી, સાચો દ્રઢ મન ટેક.
આશારામ એ પદની ઈચ્છા અંતરમાં ઘણીરે,
પૂરણ કરજો સ્વામી કાશી ગુરૂ મહારાજ. હ. ૬

૪૬૭ રાગ (સરવડાં)

અમારા ગુરૂજી લગન લઇને આવ્યા, સોહં વરને શોધીને રે લાવ્યા;
સાથે જ્ઞાન વૈરાગ સંતોષ દાજી આવ્યા તો, એણી વિધે લગ્ન લખાવિયા રે.
ફરી ફરી અવસર નહી આવે આવો, શોધી જુઓ વર છે અણજાયો;
ગુરૂરે વચનની તમે ગમ કરી જાણો તો, જણ્યા એતો નથી જીવતા રે. ૨
મધ્યરે મંડપમાં માંડવડો ઘલાવો, ક્ષમાનો ખડીઓ લેખણ લ્હેની લાવો;
ચૂંપ કરીને ચોરી ચિતરાવો તો, રંગ ચડયો નવ ઊતરે રે. ૩

પ્રેમતણાં પરણાયાં રે લાવો, દયાતણીતો દીવેટો બનાવો;
જ્ઞાન ગરથના દીવડા અજવાળો તો,અખંડ ઉજવાળાં હોઈ રહે રે. ૪
નિશ્ચયતણીતો નોબત વગડાવો, શુન્ય મંડળથી સોહં વરને લાવો;
ગુરૂગમ ઘોડે પલાણ કરાવો તો, સામૈયાં સ્વાસ ઉસાસનાંરે. ૫
સુક્ષમણા સાસુને સેજે બોલાવો, સોહ વરજીનાં પૂંખણાં પૂંખાવો;
પાંચ સખી ધોળારીને લાવો તો, ગીતાં ગવરાવો વૈરાગનાં રે. ૬
સૂરતી બાને તો સૂતાં જગાડો, શીલતણા શણગાર સજાવો;
વર કન્યાને માંડવડે પધરાવો તો, હેતે હાથેવારો મેળવો રે. ૭
આવુ અખડ એવાતન આ લગને હું પામી, સુરતી શબ્દમાં તો
એમ વપરાણી,
ગુરૂ રે કાશીગર કેવળ બ્રહ્મજ્ઞાની તો, દાસ મોતી ત્યાં દીસે નહી રે. ૮

૪૬૮ રાગ ઉપરનો.

આતમ દેવ અમર વર જાણો, મૃતક સરીખું તો જગત પિછાણો,
પાણી વિના જેમ મોતીનો દાણો, તો દીસતું ઝાઝવાં નીરસું રે ૧
રચી રચના કળા રે તેણે કીધી, ચાર ખાણી જીવ યોની ધણેરી,
મદમતી જીવ ફરે માંહી ફેરી તો, છેડો ના આવે એના દુખનો રે. ૨
ફરી ફરી મોહી રહે મન ત્યાંહી, પોતાની જાળે ફસે તેની માંહી;
ત્રિવિધિ તાપથી રહે છે શોકાઈ તો, મોહ ભર્યું મન ડોલતુ રે. ૩
કોઇ એક પુન્ય પ્રતાપે રે પામે, દેહ મનુષ્ય ભવ આમ,
બ્રહ્મવેત્તા ગુરૂજી મળે વળી તામે તો, સહેજે મટે સસારી ડોરે. ૪
પૂરણ ભાગ્યે કહે મોતી મન મેરા, ધરણી ગગન બિચ વર હમેરા;
સ્વય રૂપે મે રહુ નિત્ય નેરા તો, ગુરૂ રે કાશીગર ભેટતાં રે; ૫

૪૬૯ રાગ ઉપરનો

સતગુરૂ સત મળેરે ગુરૂજ્ઞાની, અગમ અગોચર બતાવે નિશાની,
પ્રેમી પુરુષની ત્યાં સુરતા સધાણી તો, તનમન ભાન ત્યાં ભુલિયાંરે. ૧
બાઇ મગ્ન ઉદાશી ફરે મદ માતા, વસ્તુ સ્વરૂપે રહે રંગ રાતા;

વહેવારી ખેલ ત્યાં અનેક ખેલાતા, પણ આવરણ નહી કાંઇ એહનેરે.૨
ભુત ભવિષ્ય વર્ત્તમાને બંધાણા, જેમ બેલ પીલે ઘાંચીના રે ઘાણા;
એમ કૂસકા ખાંડતાં નહી આવે દાણાતો, ઠાલે હાથ જાશો ઝૂરતા રે. ૩
અણભાગી અનેક અભ્યાસેરે લાગે, પણ મન વશ નહી તેથી શું ફળલાગે;
એમ સતગુરૂ સંતથી માયારે માગે તો, હાથ ન આવે જુની જૂતિયાંરે.૪
સતગુરૂ સહેજે મળ્યારે મને પૂરા, પૂરા પીઆલા પાયા નહી અધૂરા;
ગુરૂરે કાશિગર મોતી મન ચૂરા તો, સનમુખ દરશે આતમ નૂરારે. ૫

૪૭૦ રાગ ઉપરનો.

અનુભવી હોય તેને હરદે ઉજાશે, સ્વયં જયોતી આપો આપ પ્રકાશે;
અજ્ઞાન અવિદ્યા ઝટપટ નાશે તો, આવાગમનના ફેરા ટળે રે. ૧
જગતના ખેલમાં રહ્યો ઘણો રાજી, જેવી માંડી છે બાજીગર બાજી,
અણુ એક સુખમાં રહ્યો જીવ પાજી તો, મોહ માયા નથી વારતોરે. ૨
મોહના કૂપમાં શા સુખે મ્હાલો, નહીરે જણાય ભરાયો કે ઠાલો,
સતગુરૂ સંતના સંગમાં ચાલો તો, નિજસુખને તમે અનુભવો રે. ૩
નિજ સ્વરૂપે સબી ગુણ ન્યારા, અધર નિરાધાર ખેલ અમારા;
જળહલ ત્યાં જયોતી અપારા, તો ભળહળ ભાણ ત્યાં પ્રગટિયા રે. ૪
અનુભવી ગુરૂ મળે હોય અજવાળું, મોતી ખોલે કબાટનું તાળુ;
ગુરૂરે કાશીગર મળ્યારે કૃપાળુતો, જેમ દારૂમાં દેવતારે. ૫

૪૭૧ રાગ ભજન.

જેને સતગુરૂ મળીઆ ફેરા ફરીઆ, અનલૈ ઉઘડીઆ શાણારે હે જી.
કોટી જનમ ભવભટકણ ભાગ્યાં, ઠીક ઠેરાયા થાણારે હે જી.
અગમ દેશ હાલ પિછાણ્યા, તુરત સુરત સંધાણા રે હે જી.
પો ફાટયા ને જ્યારે હુવા પ્રકાશા, જ્ઞાન ઉઠે ધમશાણારે હે જી,
વીશ તીન પર સદ્ગુરૂ મળીઆ, ઝગમગ ઝગમગ દરશેરે હે જી,
ભત્રતણોરે જેને ભાર ન લાગે તો, કાળ માયા શું કરશે રે હે જી.

પૂરણ પતીવ્રત પાળ્યું રે જેણે, તે અન્ય થકી કેમ ડગશેરે હે જી.
મધ્ય દેશમાં મહા જંગ મચિયો, ઉલટ સુલટ લપટાણારે હે જી.
શૂરારે સંતો સનમુખ લડિયા, કરિયાં દળ ભંગાણા રે હે જી.
કામ ક્રોધ હોનું કંપન લાગે તો, રૈયત કોણ બિચારારે હે જી.
મહા મણીરે જેને અમુલખ મળીઓ, છુટી ગયા ચિતડારા ચાળારે હે જી.
ઉલટા પ્રેમ જબ સહેજ ધુન લાગી, શૂન્ય શિખર ગઢ શેરારે હે જી.
દાસ મોતી ને ગુરૂ કાશીગર મળિયા તો, પ્રગટ હરીહર હેરારે હે જી.

૪૭૨ રાગ ઉપરનો.

સદગુરૂ આએ દરશન પાએ, સુખના સાગર રેલ્યા રે હે જી.
ત્રિવિધિ તાપથી તપતા ઉગાર્યા, દુખના ડુંગર ઠેલ્યારે હે જી.
મેહેર કરીને મને મહેરમ મળીઆ, સેહેજ દિયા સત સાના રે જી.
તીન દેહકા ભાવ મિટાયા, મહા કારણ દરસાણા રે હે જી.
ગુરૂગમ ઘોડા ને પકડ લગામા, આસન કિયા દે પલાણારે હે જી.
સતગુરૂ શબ્દે હાલ સિધાયા, નિરભૈ હુવા નિશાના રે હે જી.
અવનવી નોબત વાગે ગગનમાં, શોર ઉઠે ધમઘોરારે હે જી.
અનહદ નાદ ને ગેબી ઘંટા, શીંગી ભેરી ને રણતુરારે હે જી.
સંસાર સાગર મહાજળ ભરિયો, માંહી મગરમચ્છ મોટારે હે જી.
નાવ ખેવટિયા હોય નિરવાણા તો, લેવે ગુરૂગમ સોટારે હે જી.
ખગ જળચરનો ભેદ પિછાણે તો, ઉલટા નાવ ચલાવે રે હે જી.
શઢ શુકાનને ખૂબ વલોવે તો, સીધે મારગ હાલે રે હે જી.
શિષ્ય હોય શૂરાને સદ્‌ગુરૂ પૂરા તો, સહેજે ઉતરે ભવપારા હે જી.
દાસ મોતીને ગુરૂ કાશીગર મળિયાતો, શૂન્યમાં ઝળકે તારારે હેજી.

૪૭૩ રાગ ઉપરનો.

આજ અનોપમ દિન અમારે, આણંદ અતિ ભરપુરા રે હે જી.
શુન્ય શિખર ગઢ સદ્‌ગુરૂ મળિયા, તો નિરમળ વરસે નૂરારે હે જી.
બક્તર બુધ અને ઢાલ ધિરપની, ખમિયા ખડગ સહેજે શૂરારે હેજી.

કુડ કપટ ને પડપંચ પાખંડ, મારી કીધા ચકચૂરા રે હે જી.
તનકી તોપ ને દમકા દારૂ, પ્રેમ પલીતા સળગાયારે હે જી.
ગુરૂગમ ગોળા ને ભેદ ભડાકા તો, જીત નિશાન ઘોરાયારે હે જી.
ગગન મંડળમાં ઘુમે કોઈ શૂરા, જ્ઞાનદીપક ઉજિયારા રે હે જી.
પરમ પુરૂષ ત્યાં પૂરારે દરશે, વાણી ચાર પર ન્યારા રે હે જી.
ભમર ગુફામાં ભજન ભડાકા, વાગે તંદુરા ઝણુકારા રે હે જી.
સુરત સોહાગણ સતગુરૂ સનમુખ, ઘોર ઉઠે ઘમશાણારે હે જી.
ચાર જોજન પર ચોપટ ખેલું તો, દાવ પડે બહોતેરારે હે જી.
જો હારૂં તો મેં સતગુરૂ કેરા ને, જીતું તો સતગુરૂ મેરારે જી.
દ્વૈત વાસના છુટી અમારી ને, અદ્વૈત એક ઓળખાયારે હે જી.
દાસ મોતીને ગુરૂ કાશીગર મળિયા તો ગઈ રજની ને દિનપાયારે.હેજી.

૪૭૪ રાગ ઉપરનો.

સંત મળિયારે જેના પડદા ખોલ્યા દૂર દેશ દરશાયારે હે જી.
જીવ શીવના ભેદ મિટાયા, આપો આપ ઓળખાયારે હે જી.
ઇગળા પીગળા સુક્ષમણા નાડી, મધ્ય નિશાન ઠેરાણારે હે જી.
સુરતી શબ્દશુ ઓઇ ધુન લાગી તો, શ્વાસ ઉશ્વાસ સમાણારે હે જી.
શુન્ય ધુન્ય ઉપર બ્રહ્મ જળ ભરિયા, તો સનમુખ પકડયા શેરારેહેજી.
સુખ સાગરમાં સ્વાંતીરે વરસે, નિરમળ નુરી રસ રેલ્યા રે હેજી.
ભણ્યો ઘણું પણ ભેદ ના જાણ્યો, ભ્રાંતીમાં ભટકાયો રે હે જી.
સતગુરૂ શરણે કબુ ન આવ્યો તો, પાંચ પચીસમાં લુટાયા રે હે જી.
ઘટમાંરે તારે ઘોર અંધારૂ, ને મીઠી કરે છે મુખ વાતો રે હે જી.
લક્ષ ચોરાશીમાં ફેરારે ફરતી, ઉપર પડશે લાતો રે હે જી.
ભેખ ધરીને બહુ ભટકે ભવમાં, અનુભવ ઉર નવ આણે રે હેજી.
શિરનેરે સાટે સતગુરૂ સેવે તો, વિરલા મહારસ માણે રે હે જી.
સંત મળે તો એજ બતાવે ને, અલખ પુરૂષ ઓળખાવે રે જી.
દાસ મોતીને ગુરૂ કાશીગર મળિયાતો, ગુણાતીત ગુણ ગાવેરે હેજી.

૪૭૫ રાગ વેરાગી.

સતગુરૂ સેવિયે રે, સેવ્યે જન્મ મરણ દુખ જાયજી.
સુખ સહજે આવી મળે, કદીએ ના થાયે નાશ. સત૦ ટેક ૧
ગુરૂ કર્યા પણ ગરજ નહી જેને, જ્ઞાન કયાંથી તે થાય જી;
કંઠી બાંધે કલ્યાણ માને, ભવમાં ગોથાં ખાય. સત૦ ૨
સતગુરૂ પાસે શાંત થઇને, બેસે બે ઘડીવાર જી.
એમ કરતાં પુછીએ, નિજ રૂપ તણો વિચાર. સત૦ ૩
અધુરીઆ અતિ આથડે જેને, અતિ વિષયની આશ જી.
સતગુરૂ પાસે જઇ માયા માગે, જુની જુતીઓ ના આવે હાથ.સ.૪
સતગુરૂ સમજુ શિષ્ય હોય નિરમળ, ઉત્તમ પદની આશજી;

૪૭૬ રાગ ધોળ.

હું તો લળિ લળિ લાગુ પાય અખંડ પદ રાય;
નિગમ નેતિ ગાય, વારિ જાવું વારણે. ૧
પુરૂષોતમ પરિબ્રહ્મ પુરણ, પ્રગટિયા જુગમાંઈ રે;
સદ્ગુરૂ રૂપે શોભિતારે, જીજ્ઞાસુની ગ્રેવા બાંય. વારી. ૨
અધમ જનને ઓધારવારે, પાવન પગલાં સારરે;
ભવ જલ સિંધુ તારતાં રે, તમને ક્ષણું એ ન લાગી વાર. ૩
દરસનથી દુકરીત ટળેરે, પરસતાં પાવન થાય રે,
નિજાનંદ સુખ ઉપજેરે, આવણ અવિદ્યા જાય. વારી. ૪
પૂરણ પુન્ય હોય પાછલું રે, નિત્ય નૈમિત હરી ધ્યાન રે,
અનેક જનમને આદરેરે, તેને પ્રગટ મળ્યા ભગવાન વારી. ૫
સકલ તિરથનું તિરથ સદ્ગુરૂ, સકળ દેવના દેવરે;
ધન્ય ધન્ય એ નર નારનેરે, મન ક્રમ વચને કરે નીત સેવ. ૬
બ્રહ્મા લે અતિ ભામણાંરે, શિવ સનકાદિક ગાયરે;
વિસ્નુને વલ્લભ ઘણોરે, મહિમા મુખે કહ્યો નવ જાય. વારી. ૭
મંદ જન એ મરમ ન સમજે, વરણાશ્રમની આડય રે;

ત્રિગુણમાં તાણ્યો ફરેરે, બાંધી જીવપણાની જાડય. વારી. ૮
કહે અખો એ અવિચલ પદના, સદગુરૂ દાતા સોય રે;
કાળ જાળમાં આવે નહિરે, ફરી જન્મ મરણ ન હોય. વારી. ૯

૪૭૭ રાગ ધોળ.

પરપંચ મુકે મારા પ્રાણિયા, અંતે સાચ હશે તો ફળશે જો;
કોટિક આગિયા અજવાળું કરે, રવિ વિના રજની તે કેમ ટળશે જો. ૧
માયા મીઠિ મિશરી ખાંડસી, મુરખ માંખ્ય થૈને વળગ્યો જો;
તન તૂટે પણ મન છૂટે નહિ, મૂઢ મરે તોય ન રહે અળગો જો. ૨
પરશા પરમ ચતુર અંતરજામી, હરી તે કેના વાયા કેમ જાશે જો;
કર્મ શુભ અશુભ કર્યાં હશે, અંતે આવીને હાજર થાશે જો. ૩
મૂસે હંસ તણાં પર કાતર્યા, એવું મન આત્મનું હેતુ જો;
પ્રીતમ પોતાના અજ્ઞાનથી, દોષ પારકા દિલમાં લેતું જો. પરપંચ. ૪

૪૭૮ રાગ ધોળ

આ અવસરમાં હરિને ઓલખો, જ્ઞાન પામવા તત્પર થાજો જો;
ચુકયો તો ચોરાસિમાં ગયો, એવું જાણી હરિગુણ ગાજો જો. આ૦ ૧
જેવો સ્વારથમાં શૂરો થયો, તેવો પરમારથ આદરતોજો,
તોતુ અવિચલ પદવી પામતો, સાને મરતો ને અવતરતો જો. ૨
ગ્રહના સુખમાં શું રાચિ રહ્યો, ઉબરડાંફળ જંતુની પેરે જો;
હરિ માયાનું બળ જાણ્યું નહિ, લીધો ભવસાગરની લેહેરે જો. ૩
હરિના નામ તણી નૌકા મળે, પ્રાણી સેજે પામે પાર જો.
પ્રીતમ જે પરમારથ પ્રીછશે, પુનર્પિ નહિ તેને અવતાર જો. ૪

૪૭૯ રાગ ધોળ.

જ્ઞાન અમૃત ભોજને, ભાગી તે મનની ભૂખ રે,
ભાઇ ગઈ અવિદ્યા આપદા, મટયાં તે દ્વંદનાં દુઃખ રે;
આવો અવધ્યેરે કાંઈ વિવેક વિચાર, અનુભવાનંદને ઓળખ્યા રે. ૧
અનુભવાનંદને ઓળખ્યા, એક અદ્વૈત આનંદઘન રે,

ભાઈ ત્વં પદ તત્ પદ એક, અસિપદ આત્મા નિજ મન રે;
નહિ પ્રત્યક્ષ પ્રોક્ષનો બાદ. અનુ૦ ૨
પરપંચનું પરમાણુ કરતાં, ભાગિ સરવે ભ્રાંત્ય રે,
ભાઈ સાંખ્ય શબ્દ વિચાર કરતાં, સ્વરુપમાં થૈ સ્વાંત રે,
પુરૂષોત્તમ છો પરિબ્રહ્મ. અનુ૦ ૩
વાસુદેવ સ્વામિ રહ્યા વિલસિ, પિંડ ને બ્રહ્માંડ રે,
ચૈતનતા માંહિ સ્વે, પોતાની આત્મા અખંડ રે;
પૂર્ણાનંદનો સોહં પ્રકાશ. અનુ૦ ૪
બંધ મોક્ષનો બાદ છુટયો, મટી વાણ્યની તાણ્ય રે,
કામ ક્રોધની મટી કલ્પના, જાણ્યા વોણિ થઈ જાણરે,
મૂલદાસ કે માનુ બ્રહ્મ. અનુ૦ ૫

૪૮૦ રાગ ધોળ.

મારી માયામાં મોહ પામ્યો, હુને મારૂ અજ્ઞાન રે,
સંશૈ ટાળ્યો સદગુરુએ મને થયુ મારૂ જ્ઞાનરે;
એક અદ્રૈત નહિ નહિ દ્રૈત, બ્રહ્માનંદને ભેટતાં રે. ૧
મારી અવિધામાં હુ અવરાણો, મે તન ધર્યું ત્રિગુણ રે;
ભાઈ જીવ ઈશ્વર મને માન્યા, નિશ્ચે હુ નિરગુણ રે એક૦ ૨
મારૂ અંતઃકરણ મુજને ભમાવે, મન બુદ્ધિ ચિત્ત અહંકાર રે,
ભાઇ મારૂ સ્વરૂપ મને સ્ફુર્યું રે, આવ્યો શુદ્ધ વિચાર રે ૩
દાતા ભુગતા દેહીજ માટે, સુખ દુખનો સંજોગરે;
ભાઈ ભૂત ભવિષ વર્ત્તમાન કાળ તે, પ્રાલબ્ધનો જોગરે ૪
ચિદાભાસ હુ વડે હુજ ચૈતન, હુજ સમજુ સાનરે;
ભાઇ કારજ કારણ હુ જ કરતા, ત્રિપુટિ પ્રસ્થાનરે. ૫
મારી ઇન્દ્રિનો હુ અધિકારી, હુ વિષય હું દેવરે,
ભાઈ હુજ સ્વામિ હુંજ સેવક, હુંજ કરૂં મારી સેવરે. ૬

મારી વાણિ મુને પ્રકાશી, મુજવડે એ વાણુરે,
ભાઈ પરા પશ્યંતિ મધ્યમા વૈખરિ, તે મારૂં કરે પરમાણુરે. ૭
જાગ્રતમાંહિ હુંજ વરતું, હુંજ સ્વપ્ન માંહિરે;
ભાઈ સુષુપ્તિનો હુંજ સાક્ષિ, ત્રણે મુજમાં નાંહિરે. ૮
સ્થાવર જંગમ સ્થૂલ સૂક્ષ્મ, સર્વે મારો ઘાટરે;
ભાઈ પાંચ પચવિશ મુજને વળગ્યાં, મારો પીંડ વૈરાટરે. ૯
હુંજ વિશ્વમાં વિશ્વ મુજમાં, આદ્ય મધ્ય ને અંતરે,
ભાઇ મૂલદાસ કહે તે સાન સમશ્યા, કોઈક સમજ્યા સંતરે. ૧૦

૪૮૧ પદ.

આવો અનુભવી સતની ટોળીરે, પિયો બ્રહ્મરસાયણ ઘોળીરે ૧
બ્રહ્મરસના તે વિરલા ભોગીરે, રસ પિયે સુખડલા જોગીરે ૨
અચંવ્યો રસ જીરવ્યો ન જાયરે, ગુરૂગમ હોય તેણે જીરવાયરે. ૩
જીરવે તે હોય અવિનાશીરે, વસ્તુ રુપે થયા પરકાશીરે ૪
વસ્તુરુપે થયા વસ્તુ જોતેરે, પુરણાનંદ થયાછે પોતેરે ૫
બ્રહ્મવેત્તા ગુરુ મળ્યા જેનેરે, ભવપાર ઉતાર્યા તેનેરે. ૬
ગુરૂગમ વિના કથની જે કથેરે, તાંદુલ છાંડીને કુસકા મથે રે. ૭
ગુરૂગમ વિના ઠાલાં એ થોથાંરે, ભણતાં પાર ન આવે પોથાંરે ૮
ગુરૂગમ વિના બાહિર બુદ્ધિ ચાલેરે, પાસે વસ્તુ ને પ્રોક્ષે ઝાલેરે. ૯
જેણે સાચા ગુરૂજીને સેવ્યારે, તેણે જીરવ્યા અચવ્યા રસ મેવારે. ૧૦
કહે કૃષ્ણજી ગુરૂગમ આવીરે, સકલ લોકમાં વસ્તુ ફાવીરે. ૧૧

૪૮૨ પદ

સદગુરુ સતે કીધી મારી સહાય, ઓલખાવ્યો નિજ આત્મારે,
ધીરજ દઈને બતાવ્યુંછે ધામ, હરિહીરો આવ્યો હાથમાંરે. ૧
ગુરૂએ અમને બતાવ્યુંછે જ્ઞાન, સમઝાવી મુને સાનમાંરે,
મંત્ર સાધ્યો મારા મંદિરમાંઇ, કહ્યું છે મારા કાનમાંરે. ૨
દયા કરીને ડગતું રાખ્યું દિલ, અસ્થિર મન સ્થિર કર્યું રે;

નૂરતેં સૂરતેં નિરખ્યા નિરાલંબ, એક ધ્યાન હરી સાથે ધર્યુંરે. ૩
અંબુ મધ્યે દીસેછે આકાશ, વૈરાટરૂપિ દ્રષ્ટે પડયુંરે;
હું તો મારું ભૂલિતિ ભુવન, જાગિને જોતાં ઘર જડયુંરે. ૪
કીધો કીધો દ્વૈતતણો સંધાર, અદ્વૈત ભાસે આપમાંરે,
વૃત્તિ પોકિ બ્રહ્માંડને પાર, તે નાવે માયાના માપમાંરે. ૫
નિરભે પદ હું પામી છું નિચિંત, તે જ્ઞાનગંગામાં જઈ ભળીરે;
બ્રહ્મઅગ્નિમાં બાલ્યાં જિણે બીજ, ઉગવાની તેને આશા ટળીરે. ૬
ત્રિગુણ ટાળી ખોજ્યું જેણે આપ, એક બ્રહ્મ તેને જાણિયોરે;
કહે લાધો તુ કર્ય તેનું ભજન, જે હરિ વેદાંતે વખાણિયોરે. ૭

૪૮૩ પદ

આજ આનંદ મારે અતિ ઘણોરે, પામી હું તો હરિ ગુરૂ કેરૂં શરણુંરે,
ભ્રાંતિ ભાગીરે ભવરોગની, ટળી ગયું જન્મ ને મરણુંરે. આજ૦ ૧
આડય ભાગીરે ઇંદ્રજાલની, પામી મારૂ નિજરૂપ નિજાનંદરે;
સદગુરૂએ સનમુખ ભાળિયુ, ટળિ ગયા દેહાદિકના ફંદરે. આજ૦ ૨
પોતે પરકાશે પરમાતમા, આધષ્ટાન અનુભવ્યુ આપરે;
ચૌદ લોક ચિતથી ટળ્યાં, ટળી ગયું અણછતુ આપરે. આજ૦ ૩
વરતિ જાતાંરે ગઇ વાસના, ઉરમિ કેરો આવ્યો છે કાંઈ છેહરે;
મહાવાયક કેરાં સરવડાં, સદગુરૂ શબ્દના વરસે મેહરે. આજ૦ ૪
અખેપણું અવલોકિયું, શુદ્ધ ચૈતન નિરાલબરૂપરે;
વસ્તુ જથારથ પામિયે, વિલસી રહ્યો બ્રહ્માનંદ ભૂપરે. આજ૦ ૫

૪૮૪ પદ.

કહોરે સંતો હરિપદ કેમ હશે, તેનો મુજને સમજાવોને મર્મરે;
જેણે ટળેરે ત્રણે વેદના, જેમાં કાંઈ નવ બેસે કર્મરે. કહો૦ ૧
ચૌદિશા ચાતુરમાસ મેં કર્યા, શીતકાળેં કઠ જલમાંહેરે;
ઉષ્ણકાળેં પંચાગ્નિ સાધિયા, તોયે નવ ગયું દેહ અભિમાનરે. કહો૦ ૨

તીરથ વૃત્ત મેં તો બહુ કર્યાં, શ્રવણે સુણ્યાં વેદ પુરાણરે;
પૃથવી પ્રદક્ષણા મેં કરી, જ્ઞાન વિના થઇ મોટી હાણરે. કહો૦ ૩
દીન જાણીને દયા કીજિયે, ચરણે તમારે મુક્યું છે શીશરે;
હવે હરિ તમ થકી પામિયે, દાસ ગોપાલના ઈશરે. કહો૦ ૪

૪૮૫ પદ.

સાંભળ સખી પ્રાણિ જો, શું વલગો મિથ્યા વાણી જો ૧
શું હીંડેછે ફોગટ ફુલ્યો જો, ઘરધંધામાં ભૂલ્યો જો. ૨
મહારૂં મહારૂં કરી ઘણું માણું જો, ફરવી નરકની ખાણું જો. ૩
દારા સુત ને દેખી જો, નવ જોયું રુદયે પેખી જો. ૪
કર્મ કર્યાં દેહ ભાવિ જો, બુડયો આરે આવી જો. ૫
રાત્ય દિવસ ઘણું રળતો જો, ત્રિવિધ તાપમાં બળતો જો. ૬
કામ ક્રોધ અહંકાર જો, ભવ ફરતો વારંવાર જો. ૭
તુ સંતની નિંદા કરતો જો, પાપે પેટજ ભરતો જો. ૮
સંતની સેવા સુધા જો, ઉંધુંવાળ્યુ અકરમી ઉધાજો. ૯
તેં બ્રહ્મ ન ભજ્યા સાક્ષાત જો, બેઠી આતમઘાત જો. ૧૦
અખો કહે બ્રહ્મને ભજીએ જો, જમનાં બંધન તજીએ જો. ૧૧

૪૮૬ પદ.

મોંઘો મનખાનો આરોજો, કેવલ બ્રહ્મ સંભારોજો,
સંસાર છે ભવજલ ખારોજો, રહે માયાથી ન્યારોજો. ૧
હેતે હરિગુણ ગાનેજો, સંતસંગતમાં નાહાનેજો,
તાહરૂં જમનુ બંધન ટલશેજો, મહાપદ મુંધું મળશેજો. ૨
દેવ ઇચ્છે મનુષ્યા દેહને જો, તે પામ્યો તું તેહનેજો,
તતપર થઈ હરી ભજીરાજો, જમનાં બંધ તજીરાજો. ૩
કીજે સતસંગ ભારીજો, દીજે તનમન વારીજો;
સતસંગે મહાપદ ફાવેજો, આતમ અનુભવ આવેજો. ૪

અંતરમાં નિજરૂપ દરસેજો, સદગુરૂ પારસ પરસેજો;
અખો કહે બ્રહ્મરસ પામોજો, રહું સદગુરૂ ચરણના સાહામોજો. ૫

૪૮૭ પદ.

સખી કહું સાંભળ માહારી વાતરે, મળીઆ ચૌદભુવનના નાથરે. ૧
ગરૂએ ઝાલ્યો મારો હાથરે, મુજને કીધી સહુમાં સનાથરે. ૨
સખી મુને આનંદ વાધ્યો અગરે, સખી હુંતો વિલસી
સચ્ચિદાનંદ સંગરે. ૩
થયો માહારી દેહબુદ્ધિ કેરો ભંગરે, ગાળ્યો સખી કુવાસના કલંકરે. ૪
સદગુરૂએ સનમુખ ભાળ્યુ રે, સખી માહારા ભવનુ પાતક ટાળ્યુ રે. ૫
નિજરૂપ સ્વય પ્રકાશ નિહાળુ રે, સખી મારે અંતર થયુ અજવાળુ રે ૬
સહીઅર સાંભળને કહું મહારીરે, સતની શોભા શી કહુ સારીરે. ૭
હેતે વરને હરિગુરૂ પ્યારીરે, ભાગ્યદશા જો પ્રગટે તારીરે ૮
શિવ બ્રહ્માદિક તેને ઇચ્છેરે, એ સુખ અધિકારી જન પ્રીછેરે. ૯
પામર પશુ આ પેર ન જાણેરે, અણછતા ભવના ક્રમ તાણેરે. ૧૦
ભમે બહુ ચોરાસીની ખાણેરે, પડિઆ વૈખરીકેરી વાણેરે ૧૧
અખો આનંદ નિજરૂપ મહાલેરે, લોકમાં લોકપણે થૈ ચાલેરે. ૧૨

૪૮૮ પદ.

હરિ હરિ હરિ એમ કેમ થયુ, છતે હરિએ ભુલ્યાં છે લોકરે,
દુખરે દેખે ને દોડે દોદિશા, કાયા કષ્ટે આવીને ફોકરે. હરિ. ૧
પોતે પ્રભુને પ્રીછે નહિ, તેણે કરિ દોડે ઠારો ઠારરે;
આવો રૂડો પ્રાણિ પાપી થયો, નવ લહ્યો હરિ આણિ વારરે. હરિ. ૨
મનરે માને ને આનંદ પામે, તે તો વસ્તુ પોતાની પાસરે,
નાશ પામ્યા તે જુગ વહિ ગયા, તેને પૂજે આણિને વિસવાસરે. હરિ. ૩
માતતણુ રે થાનપાન તજિ, અંગૂઠો પોતાનો કરે પાનરે;
મનુષા જન્મથી પશુ ભલા તેને, રૂદે હોય કાંઈ જ્ઞાનરે. હરિ. ૪
ભણ્યા ગણ્યારે ભૂલા પડયા, આ શી મોટી અચરજ વાતરે.

ચાકળે ચડીને બેઠા પારખું, ખોટાં નાણાં પરખે દિવસ ને રાત્યરે. હરિ. ૫
હરિપદ પામવા આ દેહ ધરી, તે તો નવ સર્યું એક કાજરે;
દાસ ગોપાલ કહે કરજોડી, માયા તમારી નહી મહારાજરે. હરિ. ૬

૪૮૯ પદ.

સમરણ કર્યને સચ્ચિદાનંદનું, મુકી મનતણો અહંકારજો.
આ સહુ જુઠી બાજી જાણજો, જેવો સ્વપ્નતણો વેવારજો. સમ. ૧
જેવા ધુમાડાના બાચકા, જેવુ ઝાંઝવાનુ નીરજો,
શિશુના સરખો સર્વે ખેલ છે, ક્ષણમાં વણસી જાય શરીરજો. સમ ૨
શ્હેર ગુજરિની પેરે સર્વે મળ્યુ, તેને વિછડતે શું રોયજો,
માટે સમઝીને સોદો કરે, તેણે અંતે હાણ્ય ન હોય જો. સમ. ૩
હેતે પ્રીત્યે હરિને સંભારજો, એછે તરવાનો ઉપાયજો;
પ્રીતમ પ્રભુનુ ભજન નવ ભૂલિયે, તારો જન્મ કૃતારથ થાયજો. સમ. ૪

૪૯૦ પદ

જેં જૈ જગ્તગુરૂપરમાત્મા, તમારો મહિમા તે શુ કહિયેજો,
એક જિભ્યાનો તે શો આસરો,શેષ સહસ્ર મુખે પાર ન લહિયેજો. જૈ જૈ.૧
અગમ નિગમ અનુમાને કહે, સરિતાપૂરે વૃષા વરતેજો.
ધૂમ્ર દેખીને વહ્નિ કહે, બાણ ચાલે પુરૂષની સરતેજો. જૈ જૈ. ૨
સાગરતીરે જે ઉભા રહે, તે સૌ તટનુ વરણવ કરશેજો,
મહાજલ માપ્યામાં આવે નહી,તે તો અપાર કહી ઉચરશેજો. જૈ જૈ. ૩
બાજી બાજીગરને શું લહે, પુત્રપિતાને તે શુ જાણેજો;
પ્રીતમ જે પરમારથ પ્રીછશે, તે તો અખંડ અભેપદ માણેજો. જૈ જૈ.૪

૪૯૧ પદ

એવુ બીડ બાધું કે કાળનું, તે ખેડયુ નવ ખેડાયરે;
કબુદ્ધિ બોરડી બહુ થઇ, માંહી હૂં હૂં કરતા હરમાયેરે. ૧
ઝીઝણિજાળાં ઉરમી, માહી મોહગોરડ છે મોટારે;
અજ્ઞાન આકડા અતિ ઘણા, તેનાં ફળ લાગ્યાં છે ખોટાંરે. ૨

નિંઘા ગળીનાં ઝાડવાં, માંહિ વિષય વેલ્યના ગોટારે;
માયા મમતાના રાફડા, માંહી સંશૈ સર્પ છે મોટારે. ૩
આશા તૃશ્ના આવલ્ય ઘણિ, તેનાં ફળ કોણે નવ ખાધાંરે;
બીજાં જાળાં લાગ્યાં મો'જાળનાં, માંહિ કરમ કંથારાં બાધ્યાંરે. ૪
લોભ બાવળિયા બહૂ થયા, માંહિ ક્રોધ કેરડા ઝાઝારે;
મન સસલો ચારો કરે, મેલી કુળની માઝારે. ૫
ઈરખાઅરણિ અતિ ઘણી, એની ગંધ્ય લાગે છે કૂડિરે;
ગુરૂગમની જેને ગત્ય જડી, તેણે બીડ નાંખ્યું છે સૂડીરે. ૬
બ્રહ્મઅગ્નિની ઝાળમાં, તેણે સૂડ મેલ્યું છે બાળીરે,
માધવ સાધુના સંગમાં, હૂં તો બ્રહ્મ રહ્યો છું ભાળીરે. ૭

૪૯૨ પદ

સાધુ જનના સંગમાં, જઈ નિર્મળ બુદ્ધિ લાવોરે,
હળ જોડાવો હેતનાં, ખાંતે કરીને ખેડાવોરે. ૧
વિવેક વિચાર બે બળધિયા, બાંધ્યા સળંગ સૂતરની રાસેરે;
ધરમનું ધુસરૂં કાંધે ધરો, લ્યો પ્રેમ પરોણો પાસેરે. ૨
નુરતસુરતની સમોળું, અને નીમનુ જોતર વાળોરે,
સગન જડો સતસગનો, ઇમ નિશ્ચે કરીને નાડોરે. ૩
કોશ ઘાલો દયા દાનની, હિમત કસવાલો આણિરે;
કરમનું જીહલું હેઠુ પડયુ, તમે કોય ન લેશો જાણિરે. ૪
હલઝલી ઝાલો હરિ નામની, તારે અવસર આવ્યો મોટારે;
ફટયકા વારમાં ફુટિ જશે, જેમ પાણિનો પરપોટારે. ૫
સાધુરે જનમાં સુખ લિયો, તમે તન મન ધન ઘો વારીરે,
માધવ ગુરૂને ભેટતાં, મુને બ્રહ્મ મળ્યા સુખકારીરે. ૬

૪૯૩ પદ

ગુરૂ મળતે ગોવિંદ મળે, એમ વદે છે વેદ પુરાણરે;
અનુભવની એલી થઇ, ભાઇ બ્રહ્મજળવરષા પાણીરે. ૧

મન ખેતર મોટું ઘણું, એતો ગળિયું ગુરૂજીને જ્ઞાનરે;
વાવણિયો વરતી કરો, તમે મળશો સંતનિસાનેરે. ૨
જ્ઞાન વૈરાગ્ય બે ડાંડવાં, આનંદની ઓરણિ બાંધીરે;
સાધુ જનના સંગમાં, મને અમુલ્યક હિરલો લાધોરે. ૩
બીજ વાવો નિજ નામનું, મૈ કુળનું કળિયું મેલીરે;
ઉગારો થયો અંતર આતમા, વાવેલ્ય વાધિ છે વેલીરે. ૪
વેલ્ય વાધી ચૌદ લોકમાં, એનું મૂલ છે આનંદકારીરે;
માધવ ગુરૂને ભેટતાં, હું તો ભવજલ બેઠો હારીરે. ૫

૪૯૪ પદ.

ભવસાગરનો ભૈ ટળ્યો, ગુરૂગમનું પદ લાધ્યુ રે,
મહાવાયક વસ્તુ જડી, એમાં મન મારૂં બાંધ્યું રે. ૧
ઘટ ભીતર દીવો થયો, તારે પ્રગટ થયું અજવાળું રે;
પૂરણ છે પરમાતમા, બીજું બ્રહ્મ વિના નવ ભાળુ રે. ૨
ઉપનીષદની આજ્ઞા તમો, મન્ન જોજયો વિચારીરે;
હું જોતાં તો હું નહી, છે બ્રહ્મ અખિલાધારીરે. ૩
પ્રતિબિંબ પડયું જેમ જલ વિષે, એતો સૂર્યવડે એ સાચું રે;
મોરસિંલાના પડમાં, બીજું કાંઇ ન દેખુ પાછું રે. ૪
નસ પત્ય પાકિ નિરાકારની, તેનાં ફળ હુ કયમ કરિ દાખું રે,
માધવગુરૂગોવિંદ મળ્યા તેનું, લખ્યું કયમ કરિ રાખુ રે. ૫

૪૯૫ પદ

પરથમ પૂજીએ ગુરૂજીના પાયકે, નૈણે નિરખિયેજીરે,
ધરિયેં ચરણકમલનું ધ્યાન કે, હૈડામાં હરખિયેજીરે. ૧
જો મેલિયે મન મરજાદા તો, લ્હાવો લિજીયેજીરે,
જાય કોટિ જનમનાં પાપ, સુધારસ પીજિયે જીરે. ૨
ગુરૂઅક્ષરાતીત આનંદ કહ્યા, વેદ વાણિયેજી રે;
સદગુરુ છે ચૈતનબ્રહ્મ, જીવન ધન્ય જાણિયેજીરે. ૩

તેમાં આણીશમાં દેહભાવકે, મોટા મરમ છે જીરે;
તેનિ પૂરેછે સાખ્ય પુરાણ કે, પૂરણ બ્રહ્મ છેજીરે. ૪
અડસઠય તીરથનું ફળકે, સંતોનાં ચરણમાંજીરે;
તેમાં નાતાં નિરમળ થાયકે, અંતસકરણમાંજીરે; ૫
માનોજી કહુ એક વાત, નિશાના કામનીજીરે,
સદગુરૂછે પૂરણબ્રહ્મ કે, મૂરત રામનીજીરે. ૬
વળતાં જોડીને યુગપાણ્ય, પ્રકંમા કિજિયે જીરે,
સતગુરૂશું રમિયે રસરૂપકે, તન મન દીજિયેરે. ૭
કરતાં તપ તીર્થ વ્રત જોગકે, ફરતાં ખૂટિયેજીરે;
સંત ટાળે ત્રિવિધિના તાપકે, શબ્દે છૂટિયેજી રે. ૮
એ છે તિલકત્રિભોવનાસાર, ત્રિગુણાતીત છેજીરે,
એ છે ગુણવાણીના ઈશકે, પૂરણ પ્રીછજોજીરે. ૯
જો આપે થાયે બ્રહ્મરૂપ, તો બ્રહ્મને ભાળિયેજીરે,
મૂલદાસ કહે મહાનિધ્યકે, વસ્તુ નિહાળિયેજીરે. ૧૦

૪૯૬ પદ

ગુરૂબ્રહ્મનાં ચરણ ઉપાશિયે, સેજે શોક સમૂળો ટળી જાય,
વચન સત્ય માનિયે;
જે કોઇ પ્રેમે પિયેરે પગ ધોઇને, ઊઠ ક્રોડ તિરથ તેને થાય વ૦ ૧
જજ્ઞ લક્ષ તે પ્રેમ પ્રસાદમાં, ભુક્તિ મુક્તિ તે સેજમાં હોય, વ૦
જે કોઇ પ્રીતે કરિને પ્રવર્ત્તશે, દેહ દરશી દેખે નહી કોય. વ૦ ૨
શુદ્ધ ચૈતન સાક્ષિ તત્વમસિ, સદા સમરણ એકરસ જ્ઞાન; વ૦
આઠે આવ્રણ પારપરમાત્મા, નહિ આદ્ય મધ્ય અવશાન. વ૦ ૩
રૂપ રમણ સગુણ સોહિયે સદગુરૂ, જેને નિગમ નિરંતર ગાય;વ૦
કહે પ્રીતમ પદરજ પરસતાં, દુખ જન્મમરણનુ જાય. વ૦ ૪

૪૯૭ પદ.

એવો અખંડ અમર વર હુ વરી, ફરી પડવું નહિ ભવફંદ;

જેનું રૂપ સ્વરૂપ સોહામણું, ઘણો અખિલ લોકનો આનંદ. ૧
જેને વરવા તીરથ તપ આચરે, ધરે ધ્યાન તે જોગ વૈરાગ;
કરે કાશિ કેદાર હિમાલે ગળે, તજે રાજ સર્વ સુખ ત્યાગ. ૨
વરતિ તીન લોકમાં કોઈક આચરે, એવા શૂરવીર દૃઢ ધીર;
ભૂમિ ગૌપદ ગગનગુંજામણિ, સાતસાગર અંજલીનુ નીર. ૩
એવી એવ બનાવે બહુ ભાત્યના, કાઢિ શકે નહિ સતિ કેરો વેશ;
સતિ સ્વાંગ ધરે તે નિશ્ચે બળે, કરે પાવકમાંહિ પરવેશ. ૪
પ્રેમે પામિ પતિ પરમાતમા, રહિ રૂપમાં એકરસ લીન,
સ્વામિ પ્રીતમનોરે સભરભર્યો, સિંધુ અમૃતમાં મનમીન. ૫

૪૯૮ પદ

સતની સેવા કીજીએરે, શુદ્ધ ચિત્તે કરીને;
દેહ કૃત્ય ટાળીને બ્રહ્મને નિહાળીએ,
પ્રેમ નેમ નિત્ય પાળીએરે, શુદ્ધ ભાવે કરીને. ૧
ચરણોદક પીજીએ નેં પ્રસાદી લીજીએ,
તન મન વારિ દીજીએરે. ૨
પાન ચવરાવીએ ને ચરચા ચલાવીએ,
પ્રેમની ગોષ્ટિ બનાવીએરે. ૩
તાળાં તુટશે ને બંધન છુટશે, ભ્રમની ગાગર ફુટશેરે. ૪
સશૈ સમાવશે ને હરિ ઓળખાવશે, પ્રીતમ પ્રેમ ઉપજાવશેરે. ૫

૪૯૯ પદ

જન્મ કૃતારથ કીજીએરે, રહિએ સાધુની સંગે,
સતસંગ સાર છે એ તત્વવિચાર છે, ભજતાં ભવનો પારછેરે. ૧
પ્રેમરસ પીજીએ ને કોઈથી ન બીજીએ, દેહ ધર્યાનો લ્હાવ લીજીએરે. ૨
સાધન શુ કરે ને શિદ કૂટી મરે, સતસંગે ક્ષણમાં તરેરે. ૩
પ્રીતમ પરમાર્થીં હરીના હેતાથીં, તે છુટા સંસારથીરે. ૪

### ૫૦૦ પદ.

જ્ઞાનગંગામાં ઝીલીએરે, નિત નેહ ધરીને;
પાતિક પ્રજલે મેલ મનનો ટળે, સચ્ચિદાનંદ સેજે મળેરે. ૧
જીવપણું જાય છે ને આત્મા દરસાય છે, કાગ ટળીને હંસ થાયછેરે. ૨
નિજાનંદ ઉપજે ને બ્રહ્મ ભાવે ભજે, વિષય વિકાર ન લાગે રજેરે. ૩
અખંડ અદ્વૈત છે ને સુખ અપાર છે રે, પ્રીતમ પરમપદ સારછેરે. ૪

### ૫૦૧ પદ

સુખની સીમારે શી કહૂં, હરિગુરૂ સંતની મ્હેર,
આનંદસાગર ઊલટયો, થઈ છે લીલારે લેહેર. ૧
જેણે માટેરે જોગીયા, પૂરે વનમાંરે વાસ,
સાધન સાધે બહુ ભાત્યનાં, કષ્ટે કરતા સંન્યાસ. ૨
પૂરણ રૂપે પૂરી રહ્યો, આપે આતમરામ;
બાહ્યાભીતર ક્યાં કહૂં, ઠાલો દેખુ નહિ ઠામ. ૩
પડદો છુટયોરે પંચનો, તુટયું ત્રણ્યેનું તાણ;
ચિદઘનસાગર કલ્લોલમાં, ઝીલે સુરતી સુજાણ. ૪
દેશ કાળ દરશે નહિ, આશ્રમ વર્ણ વિકાર;
માયા કાળ ને કલ્પના, ડુબ્યો આપે અહંકાર ૫
જાગ્રત સુપ્ન સુષોપતી, તુરિયાથી છેરે પાર,
એમાં કહેવા પણ ગ્રહેવા નહીં, સાચો સહુનો આધાર. ૬
વાણી વિલસીને ત્યાં ઠરી, નેતિ નેતિ કહે નેટ;
સૂધી સુરતિ ત્યાં જઇ મળી, મળતાં રસ બસ ઠેઠ ૭
દરિયો દેશથી ઊલટયો, પૂર્ણ સ્ફુર્યું આકાશ,
લેહેરિ ઊઠી આનંદની, બીજા ભાસે નહિ ભાસ. ૮
કૈવલ્ય વસ્તુ તો એક છે, વેદે છાપી છે છાપ;
ત્વંપદ તત્પદ વાચને, તજતાં આપોરે આપ. ૯

મોહોટા મર્મ મહાવાક્યનો, લક્ષે લીજેરે લ્હાવ;
લક્ષાલક્ષી જૂદા નહિ, ભિન્ન ભાસે નહીં ભાવ. ૧૦
જડતા દીસે નહીં જીવની, ખોળ્યે ખોટું જ થાય;
વેરિ સકટ વિચારતાં, કેવલ કાષ્ટ કહેવાય. ૧૧
જુલ્યે ભાસતું કાર્યમું, જેવો સ્વપ્નવિલાસ;
બાજી મનની બાંધી ઠરી, મન નહિ પોતાની પાસ. ૧૨
ભારે ભાગ્ય શુ વીનવું, ધન ધન ગુરૂજીની વાણ્ય,
ધન ધન શાસ્ત્ર વેદાંતને, જેથી લાખેણી લાણ. ૧૩
આનંદસાગર અખંડમાં, પૂરણ પુરૂષોત્તમ રંગ;
જ્ઞાન મહારસ માણજો, સદગુરૂ સંતની સંગ. ૧૪

૫૦૨ પદ

સાચા ગુણ કહિયે સંતના, અવિચલપદના દાતાર;
નાવ ચડાવે હરિ નામને, ઉતારે ભવજળ પાર. ૧
અમૃત સરખી વાણી વદે, જીવ અનુગ્રહ કાજ;
હરિના સંત દયા કરે, ત્યારે ભેટે મહારાજ. ૨
મીઠી મીટે મયા કરે, થાએ આનદ ઓઘ,
દિલની દુબધ્યા દૂરે ખસે, લખચોરાશિના રોગ. ૩
જોખમ ટાળે જમદૂતનું, આપે ભક્તિનું દાન;
અંતર અનુભવ ઊપજે, પ્રગટે આતમજ્ઞાન. ૪
રિદ્ધિ સિદ્ધિ હરિ નામમાં, તે આપે હરિદાસ;
ત્રિવિધિ તાપ તે પરિ પળે, ટાળે માયાના પાસ. ૫
જ્ઞાનભંડાર ઉઘાડવા, કુંચી આપે હરિજંન,
અનુભવ ઉઘડેરે ઓરડા, હીરા મોતી રતંન. ૬
સાધન સાધે હરિ પામવા, તે ફળ આપેરે સંત;
સકળ સમૃદ્ધિ ઘેર સંતને, આણે ભવ કેરો અંત. ૭

શબ્દશિરોમણી સંતના, પ્રાગા ગ્રહજે તું આજ;
અનુભવ રાખેરે આત્મનો, કરવા પૂરણ કાજ. ૮

૫૦૩ પદ.

ઉત્તમ અવસરરે આવિયો, સુંદર મનુષા અવતાર;
ભાવે ભક્તને ભેટિયે, ઉતરિયે ભવ પાર. ૧
તતપર થઈને તે કરે, હૈડું રાખીને હાથ,
કર્મ કલેશને પરહરિ, રહેજો સંતોની સાથ. ૨
પૂર્વ પુન્ય પ્રતાપથી, હરિજન ઝાલે જો હાથ;
હેડો થાયે હરિજનનો, ભેટે નિર્ગુણ નાથ. ૩
ત્રિવિધિ તાપે દાઝે બળે, હરિજન શરણે જો જાય,
શીતલતા આવેરે અંગમાં, ગાત્ર નવપલ્લવ થાય. ૪
જોખમ ટાળેરે જ મનુ, મરણ જન્મનોરે માર;
ચૌદભુવનમાં મુગતા ફરે, માથે હરિજન આધાર. ૫
કાળા ભુંશેરે કરમના, કુંકમ કેરા લખાય;
વ્હાલા લાગેરે લાલને, હરિજન મહારસ પાય. ૬
સાધુસંગ ઈચ્છે સદા, બ્રહ્મા વિશ્નુ મહેશ,
સઘ સુખ સંતના સંગનુ, પૂરણપદ યે પ્રવેશ. ૭
ઉગરવાની આશા કરે, તો પ્રાગા સંતને સેવ,
ઉલ્લટ અંગે આણી ઘણો, મળશે દેવાધીદેવ. ૮

૫૦૪ પદ.

સાંભલ્ય સૈયર સદગુરૂ મળિયા, પુરવ જનમની પ્રીતેરે.
સંચિત ક્રીમાણનાંખ્યુ ટાળી, પ્રારબ્ધ એની રીતેરે. ૧
ચોરાસિનો ચાલ મટાવો, બેહદ ઘરમાં વાસીરે;
અષ્ઠાદશ આંગણીયે ઊભી, મુક્તિ જે ઘેર દાસીરે. ૨
મનરાજાની ફોજો મારી, જીતી ડંકા દીધારે.
ક્ષરઅક્ષર મુકીને આઘે, અટલ વિહારી લીધારે. ૩

પરવરતિનું પીયર માયા, મૂળ નાંખ્યાં મોડીરે;
સમતાઅણુમાં દરસો એતો, નિવરતિની જોડીરે. ૪
હદબેહદની હાટી ઊપર, હીરા મણિયો હારોરે,
વિજય ને વરખાધનઘંટા ગાજે, વાલમ ઊપર વારોરે. ૫
દશનાદે દડવડિયા ડંકા, દરખ હવાઈ છૂટેરે,
નાળો ને જંજાળો જોને, ટાંકા જાતાં તૂટેરે. ૬
અજપા ચમર કરતિ ફરતી, વેહતિ વરતિ રાખોરે,
ધ્યાતા ધ્યેઈ એક થઈને, નિર્ગુણ નગરી દાખોરે. ૭
સાતે સાગરનો તે સ્વામિ, આઠમો અરણ્વ આવોરે;
ગુરૂની ગાદિ જન ઈશ્વરિયો, તે નિશાણિ લાવોરે. ૮

૫૦૫ પદ.

સદગુરુસંગે જ્ઞાનગંગામાં, હું તો જઇને નાઇરે,
તે દાડાની સચ્ચિદા સાથે, કીધી છે સગાઇરે. ૧
મનચેતનની ચોરી માંહી, મોહનવરને મેલિરે;
સાચાગુરુની સંગે હુ તો, કરતિમાંહિ કેલીરે. ૨
આતમરાજા બુદ્ધિરાણી, વેદાંતની વાણિરે,
ક્ષરઅક્ષરને પારે બોલું, રંગમોલ રેઠાણિરે. ૩
સુખમવેદની સંગે હુ તો, ગુપતને પ્રગટ જાણુ રે;
અવરણવરણી વરણ્યે નાવે, મહારસ મેવા માણુ રે ૪
પરમ સ્નેહિ પદનેં પામી, હીરામણીયો હાટીરે,
કોટિક અર્કની ઊપર મે તો, બાંધી બેહદ ઘાટીરે. ૫
પૂર્વ જન્મની પ્રીત્ય હુતિ, કોલ કર્યો તે પાળ્યોરે;
જનં ઇશ્વરિયા જાલ્યમ જોગી, આજ નજરે મેં ન્યાલોરે ૬

૫૦૬ પદ

સુખની સીમા શી કહું સહિયર, વીત્યા દિવસ વળિયા જોને;
કિપાના સાગર ગુરૂ મળિયા, અઢળક થઇને ઢળિયાજોને. ૧

સોનાના સૂરજ ઊગ્યા, સપરમો દિવસજોને;
કિરતાર્થ કીધાં વ્હાલે, સફળ થયો જનમજોને. ૨
દ્રષ્ટમાં નાવે નિગમ ગાવે, વાણિ રહિત વિચારજોને;
સચ્ચિદાનંદ જેને કહીએ, રહે નવધાથી ન્યારોજોને. ૩
નવધામાંહી નહિ નિવેડો, દશધામાં દેખાશેજોને;
અચંભોરસછે એહની પાસે, પ્રેમીજનને પાસેજોને. ૪
મનના મનોરથ ફળ્યા, સચ્ચિદાનંદ પામી જોને;
ભલે મળ્યો પ્રાગાનો સ્વામી, વૃહે વેદના વામી જોને. ૫

૫૦૭ પદ

સતસંગતમાં હરિને રંગે, મન મારૂ રંગાયુ જોને;
મોહનિશાયે સૂતો જાગ્યો, વિવેકવાણુ વાયું જોને. ૧
ઘૂડની દ્રષ્ટે રાત રહિ તો, દિનકરનો શો વાંક જોને,
સ્વાંતે છીપે મોતી નિપજે, ખાલી રહી ગયા શંખ જોને. ૨
સ્વાંતિનો હલાહલ અહિ તુઝ, ના મુકે વિષ ડંક જોને;
સંસ્કારનો પરિબલ જોર, લીખ્યા વિધાતાએ અંક જોને. ૩
વધ રાવણનો કરિને આલ્યો, વિભિક્ષણને લંક જોને;
નિમિત્ત વિના ગુણ દોષ ન થાયે, જેમ પંકજને પંક જોને. ૪
જલ નિરમલછે બહુથિ ન્યારો, નથિ લાંબો ટંકો વંકજોને;
ચિદનો અંશ તે જીવ કેવાણો, તેને વળગ્યો કલંકજોને, ૫
સાકરે ગલપણ સહુને આપે, પિત્તરોગીને કડવિજોને.
પિસાચણિયેં કંઠગ સાયો, વળગિ અવિદ્યા ભડવિજોને. ૬
કોયક જન છે વડ ભાગીલા, તેનાં પૂરણ ભાગ્યજોને;
સદગરૂકેરાં વાયક સુણિ, ઉપજ્યો દૃઢ વૈરાગ જોને. ૭
ચૌદલોકનું સુખ બ્રહ્માદિક, તેને લાગ્યું ઝેરજોને;
અમૃતના ઓટકારજ આવે, તે કયમ ખાએ ઝેરજોને. ૮

કામધેનુ જેને ઘેર દૂઝે, તે કેમ પાળે ભેડજાને;
બ્રાહ્મણકેરી પંગતી આગળ, કેમ કરી આવે ઢેડ જોને. ૯
કામ ક્રોધ ને મદ મચ્છર એ, જેની જાતી નીચ જોને;
એ અભડાવે સહુનાં અંતર, જાણિ ત્યાગ્યા નીચ જોને. ૧૦
અધિકારી ને અણઅધિકારી, બેનાં લક્ષણ ભાખ્યાં જોને;
રામદાસના સદગુરૂ સંગે, એક રાખ્યાં એક નાખ્યાં જોને. ૧૧

૫૦૮ પદ

હરિજનને વ્હાલો સંતસમાગમ, જીવને વ્હાલી માયા જોને;
માયામાં વીંટાયો પ્રાણિ, ભવમાં ગોથાં ખાય જોને. ૧
બ્રહ્માનંદનું મહા સુખ મ્હેલિ, વિષયાનંદને ધ્યાયા જોને;
સુધાનંદનો સિંધુ ત્યાગી, મૃગતૃષ્ણામાં નાહ્યા જોને. ૨
ઓસનો મોતિહાર ન થાયે, સહુને મન એ ભાયાં જોને,
દીસતાં એ ઝલકે રૂડાં, રવિ ઊગે વીલાયાં જોને. ૩
સુત વિત દારા અલ્પ સુખ્ખ એ, મધ્યાનકાળની છાયા જોને;
એકએકને સહુ મળિ ફોલે, જેમ વિંછણની કાયા જોને. ૪
મુક્તિ ન ઈચ્છે આપ ન પ્રિછે, શિખ્યા કિર્તન ગાયા જોને;
નખશિખ સુધી ભરિ અવિદ્યા, વાતામાં બંધાયા જોને. ૫
જીવન મુક્તા મૃતક સાધો, તેનો નહિ વિશ્વાસ જોને;
કરતવે મોટી સિદ્ધિ આપે, તેના થાએ દાસ જોને. ૬
થોડી સેવા કરિ ઘણુ માગે, વચનનિ રાખે આશ જોને,
એવા જનને સાધુનિ સંગે, જ્ઞાન ન થાય રામદાસ જોને. ૭

૫૦૯ પદ–પ્રભાતી

જાગ્ય જન જાગ્ય જન મોહનિદ્રાથકી, કરને વિચાર તું ક્યાંથી આવ્યો;
નામ ને રૂપ વર્ણ જાતિ તારે નહિ, આપને ભૂલી અન્ય ભાવ લાવ્યો. ૧
જાગ્રત આદિ લઈ અવસ્થા ચાર નહિ, તેજ પરકાસિક રૂપ તારૂં;

આપ અવિનાશિ તું જાણયરે આતમા, મેલ અજ્ઞાન તું હું ને મારૂં.૨
રાત્યના રૂપમાં સ્વપ્ન તુજને હવું, સ્વપ્નમાં બંધ ને મોક્ષ માણ્યું;
રજ્જુ ભોરીંગ તેં રાત્યના રૂપમાં, અર્ક ઉગ્યો ત્યારે રૂપ જાણ્યું. ૩
(જેમ) મર્કટ વૃક્ષે ચડયું (તેની) છાયા સિંધે ગ્રહી, આપ માની પડયે
કાલ પાપે;
તેમ તુજ રૂપને ભૂલ્યો હે આતમા, બંધ ને મોક્ષ તને કોણ આપે. ૪
તેજ તું તેજ તું જેને જોતો ફરે, સમજને સાન મહા સંત કેરી;
સચ્ચિદાનંદ તે સ્વે પરમાતમા, પ્રીછતો વાત માં પૂછ ફેરી. ૫
શેષ સનકાદિક વ્યાસ શુક નારદ, જેરે જાગ્યા તેણે એમ જાણ્યું;
વેદ વેદાંતમાં સાંખ્ય સૌકો વદે, તે પુરૂષોત્તમે ઉર આણ્યું. ૬

૫૧૦

કુણ કરમે કરિ હરિ ગયો વીસરી, ધરી ધરી દેહ દુખ પામ્યો પ્રાણી;
નિર્લજ તુજજને લાજ આવે નહિ, શું બેઠો હૈડામાં હરખ આણી. ૧
ભુવન એ ભાકસિ હૅડ સુત સુંદરી, દામ ડહકલા લેજો જાણી;
માયાનો માર માથા પર બહુ પડે, ફેરવ્યો અહંકારે ચ્યારે ખાણી.૨
મરિ મરિ અવતર્યો મૂઢ થાક્યો નહિ, થાક્યા જમદૂત કરિ ખેંચતાણી;
કૂકર પુંછને વેદ કોટી મળે, સીધી ન થાય એ વેદવાણી ૩
વાંસને વાસ લાગે નહિ ચંદનની, મુંજ ભીજે નહિ ગંગપાણી,
પ્રીતમ કહે મન પ્રતીત આવે નહિ, જો સમજાવે શિવ સારદરાણી.૪

૫૧૧ ૫૮.

શ્યે નથી સમઝતો મૂરખ માનવી, જાય જે પલક તે પાછી નાવે,
ઘડી ઘડી છિન છિન ઘટત ઘટતી રહે, આયુષ અંજલિનુ નીર કાંવે.૧
કુંભ કાણો કરી મસ્તક મૂકિયે, વાર લાગે નહિ થાય ઠાલો;
એણિ પેરે જીવનું જીવિત જાણજો, ચતુર નર ચિત્તમાં ચેતિ ચાલો. ૨
શ્રવણ મેલાં થયાં નિંધા બહુ સાંભળી, નેત્ર મેલાં પરનારિ નરખી;
જિંન્હા ઝાંખિ પડી જુઠું બહુ બોલિને, મન મેલું મહા મોહ હરખી. ૩

સર્વ અંગે કરિ ભેટિયે શ્રીહરિ, તે અંગે દોષ બીજા કમાયો;
પ્રીતમ પુરષકે તેજ જીતી ગયા, સંસારમાં જેને શ્રીનાથ ગાયો. ૪

૫૨૨ પદ.

સ્મરણ છે સાચુંરે હરિનું સ્મરણ છે સાચું, સ્મરણ કરશે તે ભવજળ
તરશે, કામ નથી કાચું. સ્મ. ૧

જે મુખથી હરિ નામ ન નીસરે, બાલ્ય તેનું ડાચું;
કર્મજાળના કુટારામાં, તે પડશે પાછું. સ્મ. ૨

વ્યાપક અખંડિત બ્રહ્મ ચરાચર, જોઇને રાચું,
પ્રીતમ પ્રભુજીની કથા તે, દિન રજની વાંચુ. સ્મ. ૩

૫૨૩ પદ. ( સોરઠ મલ્હાર. )

દુનિયાં દોરંગી બેઢંગી કદરવિહીન છેરે—દુનિયાં.

સરલ રહે તો મૂર્ખ વદે છે, વક્તાને જગવંચક કહે છે;
વિનય કરે તો કહેશે ધન આધીન છેરે. દુનિયાં. ૧

ક્ષમાવંતને નિર્બળ કહે છે, દમનકનેજ અદત્તિ કહે છે,
મધુરવચન બોલે તો કહે એ દીન છે રે. દુનિયાં ૨

ધર્મીને તો દંભિ કહે છે, નિષ્પ્રેહીને માની કહે છે,
તૃષ્ણા ત્યાગે તો કહે સુભાગ્યહીન છે રે. દુનિયાં. ૩

ઉદારને ઊડાઉ કહે છે, લોભીને લખલ્યાનત દે છે,
સંતોને કહે મનના મહા મલીન છે રે. દુનિયાં. ૪

અપક્ષિને કહે એકલસૂરો, પ્રતિજ્ઞને (કહે) હઠવાદી પૂરો;
કહ્યાગરાને કહે ગરજે તલ્લીન છે રે. દુનિયાં. ૫

એકે વાતેં નહિ આનંદી, સદા રહે સહુ સ્થળ સ્વચ્છંદી,
પરસુખમાં પ્રતિવાસર એ ગમગીન છે રે. દુનિયાં. ૬

અવળાને સવળું આળેખે, સવળાને અવળું કરી લેખે;
ન્યાયથકી પણ એનો ન્યાય નવીન છે રે. દુનિયાં. ૭

પૂર્ણચંદ્ર કહે પૂરણ પેખી, દુર્વચ દુર્જય દુનિયાં દેખી;
દુર્મદ દર્પી દોષદર્શી દુર્બીન છે રે.        દુનિયાં. ૮

૫૧૪ ( નહીં રે વિસારૂં હરી એ રાહ )

પાછા શું રે પડો, ધારણા ધારી, પાછા શું રે પડો,
અડગ થઈને અડો, હિમ્મત હારી,        પાછા.
વિકટ સંકટ આવે વિધવિધનાં પણ, ચિંતેલે પંથે ચડો. ધા. પા. ૧
વિઘ્ન નિહાળી કટાળી વરાંસી, રાંક થઈ ન રડો.    ધા. પા. ૨
હિમ્મત ધરી હરકતને હરઘડી, નિડર બનીને નડો.  ધા. પા. ૩
હિમ્મત મરદાં તો મદદે હરી છે, પાઠ એ ખાસ પઢો. ધા. પા. ૪
હરકત નહી ત્યાં બરકત પણ નહી, ધારી ધ્યેયને ઘડો.   ધા પા. ૫
હુંશ ધરી નિત સ્વપર હિતાર્થે, લાભની લડત લડો.   ધા. પા. ૬
દૃઢ આગ્રહીને દૃષ્ટિ અગાડી, ખુદ છે વિજય ખડો    ધા પા. ૭
ભાગ્યોદય ને દેશોદયના, ઘાટ સુરંગા ઘડો      ધા. પા. ૮
પૂર્ણેંદુનાં વચન પ્રીતેથી, જીવની સાથે જડો     ધા. પા. ૯

૫૧૫ ( જીવડા જો જાગી જો જાગી—એ રાહ )

રામનામધન રળ તું, નિત નિત, રામનામધન રળ તું.
એ ધન અચળ સર્વ સુખદાતા, દુષ્ટકર્મ મદ દળતું;
અનર્થહારી અભયકારી એ, ફળવાડી સમ ફળતું.        નિત. ૧
માયિક માયાની મૂર્છામાં, તલભર નહિ ટળવળ તું;
દુર્ગતિદાયક લેશ ન લાયક, ચકિત થઇ નવ ચળ તું.     નિત. ૨
પ્રાણસંકટો વેઠયે પણ તે, મરજીસર નથી મળતું,
મળે કદી તો તેના મદમાં, રહે મન રોજ રઝળતું.      નિત. ૩
બુદ્ધિ બગાડે ભૂતિ ભગાડે, વૈર જગાડે વળતું;
ભવભ્રમણાનું લપ વળગાડે, તેથી આઘે ટળ તું.       નિત. ૪

ચિદાનંદઘન ચારૂ રામધન, હાથથવાહિત હળ તું;
એજ પ્રાપ્તમાં પૂર્ણચંદ્ર ધર, અહનિશ ટેક અટલ તું. નિત. ૫

૫૧૬ (ભૈરવી–મુજને ભીખ માંગતી તેં જ કરી—એ રાહ.)

ભજરે મન ભૂધર ભયહારી, સુખકારી અનહદ ઉપકારી,
અગનિત વૃહદ બિરૂદધારી. ભજ. ૧
હે અનાથકે નાથ અતુલબલિ, શરનાગત સાનિધકારી. ભજ. ૨
સુપથપ્રચારક કુપથનિવારક, વિંનવિદારક અઘહારી. ભજ. ૩
નિર્ગુન સગુન હોત સ્વેચ્છા બશ, અકલિત કૃતિ ધર અસુરારી. ભજ. ૪
હું સખાઈ સ્વારથ બિન સતત, કરૂણાકર વર જયકારી. ભજ. ૫
ભેદ ન પાવત બેદ યાહી તે, નેતિ નેતિ કહે નિર્ધારી. ભજ. ૬
પૂર્નવિધુ સમ વિમલજ્યોતિમય, જય જય જય મુનિમનહારી. ભજ. ૭

૫૧૭ (રાગ કલિંગડો.)

શ્રી હરિનોરે સાચો સેવક થાને,
સુચિ તન મન વચનેથી સ્નેહે, ગોવિંદ ગોવિંદ ગાને શ્રી ૧
અવર સર્વનો આશ્રય તજી ઝટ, જગપતિ શરણે જાને શ્રી ૨
નિંદા વિકથા વારી નિરંતર, કૃષ્ણકથા સુણ કાને શ્રી. ૩
કિર્તન કમળાપતિનું કરતાં, શરમ ધરે છે શ્યાને ? શ્રી ૪
દુષ્ટાચાર વિચારથી દિલમાં, સદા અધિક શરમાને શ્રી. ૫
દયા ક્ષમા દૃઢ શ્રદ્ધા સાથે, ચક્રપાણી ચિત્ત ચાહને. શ્રી. ૬
પ્રભુગુણઅમૃત પૂર્ણ પ્રેમથી, પળે પળે પી અને પાને. શ્રી. ૭

૫૧૮ (રાગ બિભાસ)

રટ મન હરિજન સિયાવર રામ, સિયાવર રામ સિયાવર રામ રટ.
આનંદમંગલ અર્પક એ છે, નિરૂપમ નિર્મલ નામ. રટ. ૧
કામધામ ઘનશ્યામ છબીનુ, કર ચિંતવન હિત કામ. રટ. ૨
અવધપતિના અતિ અનુરાગે, ગા તુ સદા ગુણગ્રામ. રટ. ૩
જાનકીજીવનની જપમાળા, જપ તુ આઠે જામ. રટ. ૪

અર્ચન પૂજનાદિ એ પ્રભુનું, અહનિશ કર અભિરામ. ૨૮. ૫
ઢોંગ ઢિઠાઇ દુર્વ્યસનાદિ, હરદમ કરી દે હરામ; ૨૮. ૬
પૂર્ણચંદ્રની ઈચ્છા પૂરણ, કર શ્રીવર સુખધામ. ૨૮. ૭

૫૨૯ ( સખિયો નિજ નિજ નીતિ—એ રાગ. )

શ્રદ્ધા મંગળ મૂળ મહોદયકારી છે સદારે,
શ્રદ્ધા વિજયવંત વર સૃષ્ટિતણો શૃંગાર;
શ્રદ્ધા સકલકર્મની જનની જાણી લ્યો સહીરે,
શ્રદ્ધા અંદર સુંદર દિવ્ય દેવ—દીદાર.
માટે શ્રદ્ધાને સહુ સેવો સાચા સ્નેહથીરે.

સાખી—શ્રદ્ધા વિણ આ વિશ્વમાં, સરે ન એકે અર્થ,
જપ તપ સંયમ સાધના, શ્રદ્ધા વિણ સહુ વ્યર્થ.
થાએ નિષ્ફળ સર્વે સાધન નાસ્તિકતા વડેરે.
આસ્તિકતાથી થાએ બેશક બેડો પાર. માટે શ્રદ્ધા. ૧

સાખી— પ્રાપ્ત થાય છે પલકમાં, શ્રદ્ધાબળથી સિદ્ધિ;
ભક્તિ જ્ઞાન વૈરાગ્યની, વધે વિપુલ સમૃદ્ધિ
સત્વર સ્વર્ગ અને અપવર્ગતણાં સુખ સાંપડેરે,
શ્રદ્ધા સજતાં આપે અમર નામ નિર્દ્ધાર. માટે શ્રદ્ધા. ૨

સાખી— ધ્રુવ પ્રલ્હાદ મયૂરધ્વજ, ચંદ્રહાસ હરિશ્ચંદ્ર,
પીપો કેલૈયો વિદુર, નારદ લંકનરેંદ્ર.
બહુએ જનને ભેટયા પૂર્ણ પ્રેમે બદ્રીપતિરે,
એવું શ્રદ્ધાનું બળ અકળ અચિંત્ય અપાર. માટે શ્રદ્ધા. ૩

૫૩૦ (ચટપટ ચેત હેત કર હરીશું-એ રાગ )

છે તનરંગ પતંગ સરીખો, ઉડી જશે સહી એતોરેજી,
એની તૃષ્ણા મ્હેલી અળગી, ચેતનજી ઝટ ચેતોરેજી. ૧

બાજીગરની બાજી જેવી, જગની રચના જાણોરેજી,
તેમાં શું તલ્લીન બનીને, મોજ મજાઓ માણોરેજી. ૨
સગાં સર્વ સ્વારથનાં સંગી, મિત્ર સહુ મતલબનારેજી;
તારૂં સગું કોઈ નથી તેથી, તજ તેઓની તું તથનારેજી. ૨
જગલાડી જેવી જે લક્ષ્મી, તે ન થશે કદી તારીરેજી;
મફત બની મગરૂર મૂરખડા, માને મારી મારીરેજી. ૪
છળ પ્રપંચ છોડી ચટપટ તુ, કરી લે સુકૃત કમાણીરેજી;
માન વચન પૂર્ણેંદુનાં આ, જરૂર હિતકર જાણીરેજી. ૫

પર૨ ( હા થયા શા હાલ મારા હાલ હે હરિ–એ રાહ. )

ભૂલી ન જા મનભમરા તું ભવ્ય ભોગ ભાળીને,
ફુલી ન જા ફુલેલો બાગરાગ નિહાળીને;
આજે જે સુખી તે કાલે દુખી દેખાય છે,
સંધ્યા રંગ સમાન એ જો જો સંભાળીને. ભૂલી. ૧

આજે જે ખિલ્યાં તે કાલે ખરે કરમાય છે,
મસ્ત શું બને છે મૂર્ખા મૂછ વાળીને. ભૂલી. ૨

જે ફુલો જઇ દેવને શિર આજ શોભાય છે,
કાલે તે ઢળશે ધરણીપર ધૂળ ઢાળીને. ભૂલી. ૩
ચાર ઘડીની ચટકી ચાંદની આ જણાય છે,
ઘોર અંધારી ફેલશે પછી તેજ ટાળીને. ભૂલી. ૪
આ અનિત્ય વાસનામાં શું લોભાય છે,
ધર્મતત્વનું પાન કર તું ગર્વ ગાળીને, ભૂલી. ૫
ગુંજારવ વિજ્ઞાનનો જે ગૌણ ગણાય છે,
વર ત્વરાથી મુક્તિને ભવબીજ બાળીને. ભૂલી. ૬
પૂર્ણેંદુ વદે એ સ્થળમાં શિદ અથડાય છે,
ભજ અખંડાનંદીને ખળતાજ ખાળીને. ભૂલી. ૮

### ૫૨૨ પદ.

જાગીને જપિયેરે હરીને જાગીને જપિયે;
જાગ્યા વિના જે જે કરીએ તે, ઘેલામાં ખપિયે. ૧
જાથ્થર બેસીને હરિજશ ગઇશું, શું કરવા છપિયે,
દુરિજનિયાંનાં વચન સાંભળી, તાપે નવ તપીએ. ૨
તન મન ધન અંતરજામિને, આપ તજી અરપીએ,
પ્રાણ ગયા પણ પૃથ્વિનુ જલ, નવ પીધુ બાપઇએ. ૩
અનન્યપણે ઈશ્વરને ભજતાં, સૌ દુખડાં ટળશે,
પ્રીતમનો સ્વામિ પ્રેમસનેહિ, આવીને મળશે. ૪

### ૫૨૩ પદ

અનેક જન્મનો ઉંધ્યો પ્રાણિ, કેમ કરી જાગે,
કર્મંઘેનનુ ધારણ પડીયુ, નિદ્રા નવ ત્યાગે ૧
મલિન અંતઃકરણમાં અંધારૂ, અજવાળુ ન મળે,
ઇંદ્રૂ અરકને પીળો દેખે, પોતાને કમલે ૨
માયા મોહ મદિરા પીધી, મદ ભરિયો આગે;
સદગુરૂની શિખામણ એને, કેઈ પેરે લાગે. ૩
મર્મ ન સમજે મૂરખ પ્રાણી, માયા સુખ માગે,
પ્રીતમ પ્રભુનુ ભજન કરે તો, ભવભ્રમણા ભાગે. ૪

### ૫૨૪ પદ પ્રભાતી

આદ્ય ૐકાર તે અનંતમાં એક છે, જુજવા શબ્દને સર્વ સાધે,
મન બુદ્ધે કરી બોધ કરે બહુ ભાત્યના, તેણે વૈખરી વાણિનુ જોર વાધે. ૧
તેજ ૐકાર ત્રીલોકમાં પરવર્યો, સુર અસુર ને પશુ પ્રાણિ,
આદ્ય નારાયણ ને અંત બ્રહ્મા લગે, વિધિ નિષેધ ને વેદંવાણિ. ૨
અકાર ૐકાર મકારમાં મેલતાં, શુદ્ધ ૐકાર તે એમ જાણો,
ભગત ભગવાન તે વેદ શ્રૃતિ વદે, તેહમાં ભેદ તે શુ રે આણો. ૩
પરા પશ્યંતિ મધ્યમા વૈખરિ, ચાર વાણે કરી સર્વ બોલે;

આદ્ય ને અંત તે એકજ દ્વૈત છે, શુદ્ધ જાણ્યા વિના ચિત્ત ડોલે. ૪
પિંડ બ્રહ્માંડમાં એક પરમાતમા, શબ્દને પાર ને શબ્દ પોતે,
મૂલદાસ મર્મ મૂલગો વિચારતાં, અન્ય બીજો નહિ એમ જોને. ૫

૫૨૫

મેલ્ય તું મેલ્ય તુ માન મનનુ પરૂં, મન કર્મ વચન ને ફેર્ય માળા,
માન મુકયા વિના મુક્તિ આવે નહિ, બ્રહ્મ ભાષા વિના સર્વ ચાળા ૧
માન મુકયા પછી સત કિરપા કરે, માન અજ્ઞાન તે હાણ્ય મોટી;
નામ ને રૂપ તે જાણ્ય નિશ્ચે નથી, જ્ઞાન જાણ્યા વિના જાણ્ય ખોટી. ૨
મન કલ્પીત તે મત બહુ ભાત્યના, શબ્દના ઠાઠમાં ડાપણ ડોળે,
આલોક પરલોક તે કાળ નિશ્ચે ગળે, ભક્તિને પામિયે ભાવ ભોળે. ૩
શબ્દ સાચા કરી ખબર નાવિ ખરી, અન્ય જાણી બ્રહ્મ મોક્ષ આપે;
રવિ રાહે ગળ્યો અર્ક જ્યમ આથમ્યો, મહતનુ માન લૈ મત થાપે. ૪
બ્રહ્મના દેશમાં ભાવ બીજો નહિ, દેશના અનુભવિ દ્વૈત ટાળે,
મૂલદાસ માન મુકી મહતને જઈ મળો, ગર્વના દર્પને સઘ ગાળે. ૫

૫૨૬

અવિદ્યાનુ અગ તે તન્ન તિરિયાતનુ, જેના ગુણ પ્રપચનો પાર નાવે;
જેના સગેથી વિદ્યા સહુ વીસરે, શુદ્ધ વિચાર તે ચિત નાવે. ૧
ગુરુગોવિદથી એજ અળગા કરે, મનમાથ માનુની જ્ઞાન મારે,
અગ્નિ બૂઝાય જ્યમ જળતણા જોગથી, ત્યમ વૃક્ક ને વૈરાગ્ય સઘ વારે. ૨
સગુણીની ચારણી કલ્પના કારણિ, મક્ષિકા માનુનિનુ મન મેલુ,
ભક્ષ કરે ત્યારે ભેદ આણે નહિ, વિષ વિષ્ટા કરે પ્રેમ પેલું. ૩
તન્ન પરિતાપ ત્રિલોકમાં તે રહે, રવિના તેજને રાહુ ગ્રાસે;
કાળનું રૂંપ તે કામનિ દામનિ, શૂર વીરનુ તાંહાં નેમ નાશે. ૪
સરપણિ શાકણી વૃહવતી વાઘણી, ઘટમાંહે કામના ઘન ગાજે,
મધુરિસિ વાણિયે મુખ બોલે ખરી, પણ ભડ મેંગલનાં જૂથ ભાજે. ૫
નાર તરવાર તે નરને નવ ગણે, પર હાથ ચડે ત્યારે શીશ ઢાળે,

અગ્નિ ન ઓળખે પોતાનું ને પારકું, બહૂ બળ વાધે ત્યારે સઘ બાળે. ૬
નફટ નાર તે લાજ લોભ ન કરે, ઘુંઘટામાં ચૌદ લોક ઘાલ્યું;
અહો અબળા પણ બળ બહુ ભાત્યનું, નરતણું જોર તો નવ ચાલ્યું.૭
એવી અજીતને જીતવા સંત સમ્રથછે, જ્ઞાન ગંભીરમાં બ્રહ્મ કા'વે,
તેજ પ્રતાપ ત્રિલોકમાં કહે મુલદાસ, ત્રિયાતણો તાપ ત્યાં નિકટ નાવે.૮

૫૨૭

સત શૂરવીર તે જાણ્ય સંસારમાં, ઓળખિ આતમા આપ ટાળે,
હદના પદની વાત વટી ગયા, ભવભૂત પાર તે બ્રહ્મ ભાળે. ૧
શબ્દના બાણથી સંત ચમકે નહિ, ત્રિગુણરૂપિ બહૂ તીર છૂટે;
આપ મુવા વિના અંત આવે નહિ, નિમિષ નવ રહે કર્મ કાળ ખૂટે.૨
મેરૂ ડગે પણ મન ડોલે નહિ, બુદ્ધિ માબાપનો બોલ લીધો;
વૃહ ને વૈરાગ્યમાં સુરતિ સુપી રહે, મૂલદાસ પાર પુગ્યા પછી
પ્રેમ પિધો. ૩

૫૨૮

કામ ક્રોધ લોભનો ડક લાગે નહિ, જનનો જોગ તે રૂઢ કાવે;
અવિચલ ભક્તિ તે આદ્ય પુરૂષની, વિષૈ વિઘન ત્યાં નિકટ નાવે. ૧
સિંધના ચરણને શિઆલ ચાસે નહિ, આશરો મહારાજનો એજ મોટો;
પ્રત્યક્ષ પરમાણ પરમાતમા પરહરિ, અન્ય ઉપાસવો તેજ ખોટો. ૨
કેશરિબાલ તે ક્રીડ કરે વનમાં, વિચરે એકલુ એ વાટ ઘાટે,
અન્ય મારૂ તેને મારી કોઈ નવ શકે, સર્વનુ દેખતાં ચિત્ત ફાટે. ૩
ભૂતનો ભય તે તો બાળને ઊપજે, ધીરનર કોઇનો ભય ન આણે;
અકળ આરૂઢ એવુ દાન મહારાજનુ, મૂલદાસ જુક્તી કોઇ જન જાણે.

૫૨૯

વૃહ ને વૈરાગ્ય જે જન્મને પરગટે, લક્ષ સ્વરુપમાં શુદ્ધ લાગી,
આલોકપરલોકના ભોગ ભાવે નહિ, જક્ત જીવનમાં જેની બુદ્ધિ જાગી.
મિથ્યા પરપંચને સંત માને નહિ, સંસારનાં સુખ તે સ્વપ્ન જાણે,

જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ સમ થયું, અર્ક જયમ રાતનો અંત આણે. ૨
વાંસના જોગથી વન્હી જયમ પરગટે, દેખતાં વન તે સર્વ દાધું;
ત્યમ વૈરાગ્ય જેના અંગમાં ઊપન્યો, ઓલખિ આતમા આપ ખાધું.૩
અજ્ઞાનનાં બીજ તે બ્રહ્મ અગ્નીમાં બળયાં,વિશ્રામ પામ્યુ મન શાંતી ઊઠી;
મૂલદાસ કહે માત્રા એક નવ ઊગરી, અચાનક લાઘ્ય થઈ ઘર ઊઠી.૪

૫૩૦

અનુભવાનંદ તે સંત અદ્વૈત છે, માન્ય ઉદ્ધવ કહ્યું વચન મારૂં;
વિષ્ણુનાં વચન તે સાખ્ય છે શ્રુતિતણી, તત્ત્વ ત્વં તત્ બ્રહ્મરૂપ તારુ.૧
અર્કની ઊપમા સત શોભે સદા, તીવ્ર વૈરાગ્યથી તિમ્ર ત્રાસે,
મહામહદ બુદ્ધિ બની મહા સંતની, સેવતાં તે ભય શોક નાશે. ૨
કામ ક્રોધ લોભ મોહ લાગે નહિ, બ્રહ્મ ઉપાસના ભ્રમ ભેદે,
શબ્દ રૂપી ચક્ર સુદર્શને કરિ, પાંચ પચિશનાં શીશ છેદે. ૩
નૈનમાં બૈનમાં સંતમાં શ્રીહરિ, દીન થાય તેહેનાં દરદ શોષે;
સતનો પ્રતાપ તે શું કહું તુજને, રત્ય આવે તેને રામ પોષે. ૪
અડસઠ તીર્થનુ ફળ સત સમાગમે, તીર્થના ફળતણો પાર આવે;
સત પરસે તેનો પાર પામું નહિ,મુલદાસ કહે મૂલ તોલ માપ નાવે. ૫

૫૩૧

જે પદ પામિયે સંતને સેવતાં, તે પદ ન હોય તપ તીર્થ કીધે;
સત કિરપા વિના કર્મ છુટે નહિ, શુ થયુ દેહ દમી પૂજા કીધે. ૧
જન્મ અઘઓઘ તે હરે સત જાન્હવિ, પાપ ન જાય કોટી ઉપાય કીધે;
ત્રિવિધ તાપ એક જ્ઞાન નિશ્ચે હરે, શુદ્ધ ન થાય ક્રિયા ભેખ લીધે. ૨
જીવ જાગ્યા વિના જક્ત સાચુ વદે, શુભ અને અશુભ બેઊ કર્મ સાધે;
વાસના ભોજને ભૂખ ભાગે નહિ, ભૂખ ભાગે પ્રત્યક્ષ પાક ખાધે. ૩

સંત સેવ્યા વિના જીવ જીવે ઘણું, મોક્ષ ન થાય અન્ય દેવ સાધે;
સ્વપ્નનાં સુખ તે જ્ઞાન થાતાં ટળે, મુલદાસ કે મહા પદે મોક્ષ લાધે. ૪

૫૩૨

તારી શુક્ર શોણિતની દેહ આ નીપની, સ્નેહ નર એહનો શો કરે છે;
માની માથે લેઇ મહા ભોગ ભોગવે, લક્ષચોરાસીમાં કાંહાં ફરે છે.૧
એ બે માલ ભલો ભરી સુખે કાં ભુલિયો,આ દેહ અભડાય તેમાંયે પડિયું;
લાળ લિંટ રૂધિર પરુ હાડ નાડી માંસ વળિ, આલું તે ચાંબડુ ઉપર
જડિયુ. ૨
નિત્યની નિપજ તે મુત્ર વિષ્ટાતણી, પ્રત્યક્ષ પરમાણ તુ પેખ પ્રાણી,
આહાર ઉત્તમ કરે સાર નવ નીપજે, પિંડ પોખે છે શું પ્રીત આણી ૩
પંચ પુત્ર પંચાણુ અંગ લક્ષ્મી ધરે,ગદા પદમનો વૈભવ પાયો,
કર્યું વૈતરૂ વેઠ ઊઠી બધે, નિરતિશય નિજ લાભને નત્ર ધાયો. ૪
ફોગટ ફંદમાં મોહ મમતા કરી, અભયાનંદ નિજ લાભ ખોયો,
ધિક તારૂ જીવિત દુષ્ટ અભાગિયા, આનંદ ધન આતમા તે ન જોયો ૬
બ્રહ્મવેત્તા ગુરૂ તે રૂપ છે બ્રહ્મનુ, સેવતાં ભય શોક સંતાપ વામે;
કહે જગજીવન સેવને શુદ્ધ ભાવે કરી, પરમ સુખધામ મહાપદ પામે ૭

૫૩૩

ઉઠય આળસ તજી ભજ પરબ્રહ્મને, જન્મ મૃત્યુ મહાદુઃખ જાય,
જડમતિ પરહરિ સેવ સદગુરૂ હરિ, પાસે પ્રગટે પ્રભુ સુખ્ખ થાય ૧
વંદવા સારિખો નરદેહ નહિ મળે, એક પદારથ અતિરે મોટો;
ચિર કાલે ચડયો તુને ઠામ બેસારશે, એ વિના આનંદનો પડયોરે ટોટો. ૨
બ્રહ્મ ભાસે તો ભલાથિ ભલે લો, નૈતો નરકના ઢગલાજ જેવો;
વર્ણ કુળ ઉત્તમ આંચેથી શું થયું,જો ન જાણ્યો આતમા અસંગી તેવો. ૩

મુંછ મરડિને માણસમાં મોટા હવો, પ્રપંચ કરિને પૈસા કમાયો;
નિજ મુરખતાતણું શલ્ય રૂદયે રહ્યું, ડાહ્યો ઘણો પણ માયાયે વાયો.૪
પોત પ્રિછયા વિના પ્રયત્ન પ્રૌઢાં કર્યાં, અ તે તારે તે શ્યે કામ આવે;
કહે જગજીવન સેવોને સદગુરુ, જન્મના બધને એ છોડાવે. ૫

૫૩૪

પ્રજ્ઞાનમાનદ બ્રહ્મ મહાવાયક, રૂગ્વેદ એમ બોલે છે,
શુદ્ધ મુમુક્ષીને સમઝાવીને તેના, અંતરપટને ખોલે છે. ૧
જેણે કરિ જોવાય સુગધ લેવાય, બોલાય સભળાય છે;
પ્રત્યક્ષ સહુનો સ્વાદ ઓળખે, તે આત્મા કેવાય છે. ૨
તે તે કોંણ જે અહં બ્રહ્માસ્મિ, યજુર્વેદ એમ ભાખે છે,
સાધન સપન્ન અર્થ ઓળખે તેને, સમઝીને ચિતમાં રાખે છે. ૩
વળિ દ્રઢ કરવા તત્વમસિ એમ, સામદેવ સમઝાવે છે,
તત્વ પદનો અર્થ એક તે, અસિપદમાં ઓળખાવે છે. ૪
અથર્વવેદકે અયમાત્મા, અપરોક્ષ કરિને આપે છે;
અધિકારિને રાજે બેસારીને, અમલ કરિ સ્થિર થાપે છે. ૫
એવા નિજ સ્વરૂપને ભૂલ્યો જીવ તે, સદગુરૂ પ્રતાપે પામે છે;
સાક્ષી અનુભવાનંદ ઓલખે તેના, જન્મ મરણ ભય વામે છે. ૬

૫૩૫

તું તારૂં આપ સભાળરે આતમા, આપ સભાળ તો રૂપ લાધે;
ક્યાં થકિ ક્યાં લગે ક્યાનોરે રહિષ તુ, ઈમવિચાર તો માલ વાધે. ૧
તુ છુ તે કુણ છેં હુ છુ તે કે કથિ, બે થકિ વેગળે હૂ ન જાણું;
પ્રત્યક્ષ પિંડમાં બ્રહ્મ વિલશિ રહ્યો, અન્ય ઉપાસના કાંરે આણું. ૨
આદ્ય તે શું હતું અંતે તે શું હશે, મધ્ય થઇને એ કુણ માણે,
ભૂત ભવિશ વૃતમાન તુ વીઠલા, જુકતે જુક્ત કરી લઈને જાણે. ૩
દેહ તારો નથી દેહનો તુંનથી, સદાય દેહથિ રહેને અળગો;
ભણે નરસૈયો કૈવલ્ય બ્રહ્મ જાણ્યા વિના, અણછતિ દેહને કાંરે વળગો-

૫૩૬

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ, જુજવે રુપે અનંત ભાસે;
દેહમાં દેવ તું તત્વમાં તેજ છું, શૂન્યમાં શબ્દ થૈ વેદ વાંચે. ૧
પવન તું પાણી તું ભોમિતું ભૂધરા, વૃક્ષ ફળ રૂપ થૈ વરયો આકાશે;
વિધિ વિધિ કેરડા ભોગ તું ભોગવે, શીવનો જીવ થયો એજ આશે.૨
બીજમાં વટ વસે વટમાંહે બીજ છે, તેજ પટાંતરો જોને પાસે;
ભણે નરસૈયો ભૂર મન પ્રીછવે, કર હરિશું પ્રીત પ્રેમ પ્રગટ થાશે. ૩

૫૩૭

જ્યાં લગિ આતમા તત્વ ચિન્યો નહિ, ત્યાં લગિ સાધના સર્વ જૂઠી;
માનુષા જન્મ એલે ગયો એહનો, જાણજો માવઠે વૃષ્ટી વૂઠી. ૧
શું થયુ જપ તપ તિર્થ કરવા થકી, શુ થયું ધરમાં રહી દાન દીધે;
શું થયુ અંગ જટા ભસ્મ લેપન કર્યે, શુ થયુ વાળનો લોચ કીધે.૨
શુ થયુ તિલક તુલસી છાપ લીધા થકી, શુ થયું ગ્રહી માળા નામ લીધે;
શુ થયુ સંધ્યા ને સ્નાન કરવા થકિ, શુ થયુ ગંગજળપાન પીધે. ૩
શું થયુ વેદ વ્યાકર્ણવાણી વદે, શુ થયુ રાગ ને રંગ માણયે,
શુ થયુ ખટ દરશન ભેખ ધરવા થકિ, શુ થયુ વરણાશ્રમના ધર્મ જાણયે.
એહ પરપંચ તો પેટ ભરવાતણા, જ્યાં લગિ પરબ્રહ્મને નવ્ય જોયો,
ભણે નરસૈયો પ્રેમ પ્રગટયા વિના, રત્નચિંતામણિ દેહખોયો. ૫

૫૩૮

નામ પામ્યો પણ રામને નવ લહ્યા, વૈભવકેરડુ બિરૂદ ઝાલે;
પુત્રવિના જેવુ ઘર વચે પારણુ, વર વિના શૂનિ જેમ જાન મ્હાલે. ૧
પિંડમાં બ્રહ્મ તે પ્રગટ પેખે નહિ, ફોગટ ભમિ મરે દૂર ભાળે;
અગણિત અપારનુ ગણિત લેખુ કરે, દ્વૈતભાવે કરિ માળા ચાળે. ૨
હરિનારે જન થઈ હરિને જાણ્યા નહિ, વાત પકવાને નહિ ભૂખ ભાજે;
વ્યાધિનિ જ્વાલ તે ભેખથિ નહી સમે, ઠાલો ગગનમાં મેઘ ગાજે. ૩
તુ જન જાણિશ જે હું હરિજન થયો, કિરતન ગાઈ થયો ભક્ત ભવમાં;

કરણિ તો કાગની હોડ વદે હંસની, એતો વાર્ત્તા હરિ જાણે લવમાં. ૪
અનિત્ય આકાર નિરાકારમાં મન ગળે, દ્વૈત સંસારની ભ્રાંતિ ભાગે;
દાસ નરસૈયો તેહને ચરણે નમે, જ્ઞાન વિજ્ઞાનની જોત્ય જાગે. ૫

૫૩૯

જાગિને જોઉં તો જક્ત દીસે નહિ, ઉંઘમાં અટપટા બિરૂદ દેખે;
ચિદ વિલાસ તે ચિદઘન રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પેખે. ૧
પંચ મહાભૂત તે પરબ્રહ્મથિ ઊપનાં, અરસ પરસ રહ્યાં એહ વળગી,
ફળ ને ફુલ તે વૃક્ષનાં જાણવાં, થડ થકિ ડાલ્ય ન હોય અળગી. ૨
વેદ તો એમ કહે સ્મૃતિ સાખ્ય દે, કનક ને કુંડલ ભિન્ન નોય;
ઘાટ ઘડયા પછિ નામ આરોપિયું, અંત્યે તો હેમનું હેમ હોય; ૩
જડ ચૈતન તે આપ ઇચ્છાયે થયો, ચૌદલોક રચાવિને ભેદ કીધા;
નરસૈયા સમરને મરમ જો માંયલો, એ સમશ્યામાં કૈં સંત સિધ્યા. ૪

૫૪૦

સમરને શ્રીહરી મેલ્ય મમતા પરી, જોને વિચારીને મૂળ તારૂં,
કોણ છું તું અને કેને વળગી રહ્યો, વગર સમજી કહે સર્વ મ્હારૂં ૧
જોને જુગત્યે કથિ દેહ તારો નાંથ, રાખતાં નવ રહે નેટ જાય,
કાયાનાં સંબંધિ તે સર્વ કૂડાં મળ્યાં, પુત્ર કલત્ર ને પશુ પળાય. ૨
ધનતણું ધ્યાન તું અહરનિશ ચિંતવે, તેજ અંત્રાય તું જાણ્ય તારે,
પિયુ પાસે થકી તું ગયો વીસરી, હાથ આવી બાજી શિદને હારે. ૩
ઘેન ઘેર્યો થકો ભ્રમ નિદ્રા ભર્યો, સંતના શબ્દ સુણી શ્યે ન જાગે,
જાગ્ય તો નરસૈયા લાભ છે અતિ ઘણો, જનમો જન્મની તારી
ખાદ ભાગે. ૪

૫૪૧

શ્યે સુખે સુતો તું સમરી લે નાથને, હાથ હરિનામ વિન કુણ સ્હાશે;
માત ને તાત સુત ભ્રાત ને ભામનિ, દોયલિ વેળાયે દૂર થાશે. ૧
ઉંધે મસ્તક કરી તપ બહૂ આચર્યો, સંચર્યો ભક્તિ ભગવાન વરવા;

અવતરી પાશ બંધાયો માયાતણે, જીવની જલપના જઠર ભરવા. ૨
દિવસ દોદિશ ફરે રાત્ય નિદ્રા કરે, સ્વપ્નમાં સાંભરે મોહ માયા;
કલપના કોટિ ભવ મેટે નહિ જ્યાં લગી, પ્રાણ સંજોગ ત્યાંસુધી કાયા. ૩
ધન્ન ધામે કરી મોહી રહ્યો લોભિયા, વીસર્યો વેદના ગર્ભ કેરી;
ત્રિલોકીનાથને ત્યારે સંભારશો, જ્યારે જનુનિ જઠરમાં રાખે ઘેરી. ૪
લાજ્યને જીવ તું વાજ્ય આવ્યો બહુ, કેટલા તને પ્રતિબોધ કહિયે,
દુષ્ટ સંસારનાં બંધનો ટાળવા, નરસૈયા સદગુરૂ ચરણ રહિયે. ૫

૫૪૨

શરીર શોધ્યા વિના સાર નવ પરગટે, પંડિતો પાર નહી આવે પોથે;
તાંદુલ છાંડીને તૂસને વળગિયો, ભૂખ નહી ભાગે એ ઠાલી થોથે. ૧
રસનાના સ્વાદમાં રૂશલ રીઝી રહ્યો, ગુરૂગમ વિના વાયક ગોથે;
વિવિધ વાણી વદે રંગ ન લાગ્યો રૂદે, પરહરિ પેંડને બાંધ્યો પોથે. ૨
શબ્દ સંચ્યા ઘણા સકળ વિદ્યા ભણ્યા, અધ્યાત્મ આચરે તેજ પોતે,
પ્રપંચ પિંડમાં રહ્યા અહંકાર તે નવ ગયા, અનંત જુગ વહી
ગયા એમ જોતે. ૩
(ભણી) શાસ્ત્ર કીધાં કડે (તોય) રજનીમાં આથડે, અંધને સંચરે
શેલ્ય શોથે;
ભણે નરસૈયો મુઝાણા જુજવે મતે, રવિ રજની નોય પદ ચોથે. ૪

૫૪૩

રઝળતી રાંડનાં રડવડતાં છોકરાં, તેને કુણ શિક્ષા દેઇને ઠોર આણે;
અંધ ગુરૂ તેણે બધિર ચેલા કર્યા, બ્રહ્મની વાતમાં તે શું જાણે. ૧
સ્વપ્નના સુખને સાચ કરી લેખવે, વાદ કરે અને વિષે વખાણે;
આપણી ઉરમી મન થકી નવ ગળે, જ્ઞાની થાઇને પાસુંજ તાણે. ૨
નિર્ગુણ નાથને ઓળખી નવ શકે, સગુણ બ્રહ્મ સુરત્યે ન આણે;
જડની વંદના કરે ચૈતનની નિંદા કરે, ભુલ્યા ભમતા ફરે બીજી વાણે. ૩

अगम गुरु थकि निगम नर नीपना, ब्रह्मनी वातमां तेज जाणे;
नासेथि प्रभुजिने अळगो नव लेखवे, दास नरसैयो तेनुं पासुं ताणे.४

५४४

आनंदना ओघ ते आज वरत्या खरा, कोटि कल्याण ते आज मारे;
हरि हर अज सनकादिक नारद, तेहने ध्येय ते प्राप्य मारे. १
नेगम ने अगम ते सुगम थयुं माहरे, जेने हरनिश रटे शेष सरखा,
एवा जे ब्रह्म तेशुं ऐक्यता ऊपनी, अत्यंत विलै थइ गयुं तेय मुर्खा.२
मिथ्या आलाप विस्तार वाध्युं हतुं, शब्दनुं जाळ ते नाश पाम्युं;
बंध ने मुक्त ते भर्म निद्रा लगे, जाग्ये जंजाळ ते सर्व वाम्युं, ३

५४५ पद.

जा सदगुरुने चरणेरे, सहु संशै हरशे,
जीव दशाने टाळीरे, हरि सरखो करशे. १
उच्च दशा अनुभवनीरे, छे समजण मोटी;
मन कंचनने कसवारे, गुरु–ज्ञान–कसोटी. २
होय हेम लोह केरुंरे, जेने पारस परसे;
थाय महा मुक्ताफळरे, जळ स्वांति वर्षे. ३
छीप रहे सागरमांरे, जेमां मोती निपजे;
ज्ञानगिंनका परसेरे, तेने रत उपजे. ४
सतसंगे नर समजेरे, सहु दुबध्या जाये,
प्रीतम ते प्राणिनुरे, सर्वे कारज थाये. ५

५४६

कर हरि स्मरण साचुंरे, काचुं तन तारुं,
मनथीं मुकी देनेरे, मायानु लारुं. १
माया छे महा ठगणीरे, ठग विद्या करशे;
ज्ञान ध्यान दृढ धीरजरे, हेलामां हरशे. २

માયા બંધન બહુછેરે, તેને તું તજને;
મોહ ઉપજાવે સહુનેરે, સુર નર મુનિ અજને. ૩
અતિ અપાર બળ માયારે, ડાહ્યા જન જાણે;
જેણે પ્રભુગુણ ગાયારે, તે ભૈ નવ આણે. ૪
ભજન પ્રતાપે ભવજળરે, ગૌપદની પેરે,
અખંડ અલૈપદ માણેરે, આનંદની લ્હેરે. ૫
સદા સર્વદા સુખમાંરે, દુખને નવ દેખે;
પ્રીતમ સર્વે પ્રભુનુ રે, પરમારથ લેખે. ૬

૫૪૭

જે પરમારથ પ્રીછેરે, તેને પાપ ન પરસે,
રૂપ અનુપમ હરિનુ રે, સચરાચર દરસે ૧
સહુ સામગ્રી હરિનીરે, હરિના થઇ રહિયે.
હરિને સમરપણ કરીનેરે, ઉગરતું લહિયે. ૨
સાચે રાચે રસિયોરે, પરપચ પરિહરજે;
હેતારથિ હરિજનશુ રે, દુરિજનથી ડરજે ૩
હુ મારૂ હ્રદેથીરે, ટાળીને રમજે;
વિશ્વ આત્મા વિશ્નુરે, નિરખીને સમજે. ૪
અસત અન્યાય નવ કીજેરે, સત વચન ઉચરજે;
પ્રીતમ પ્રેમ ધરીનેરે, પ્રભુજીશુ મળજે. ૫

૫૪૮ ૫૬

હરીનો માર્ગ છે શૂરાનો, નહી કાયરનુ કામ જોને,
પ્રથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને ૧
સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને,
સાગર મધ્યે મોતી લેવા, માંહિ પડે મરજીવા જોને. ૨
મર્ણ આંગમે તે ભરે મુઠી, દિલની દુવિધા વામે જોને;
તીરે ઊભા જુવે તમાસા, તે કોડી નવ પામે જોને. ૩

પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહિ પડયા તે મહા સુખ માણે, દેખનહારા દાઝે જોને. ૪
જીવનમુક્તા જુક્તિ જાણે, તેને હરિનું ધ્યાન જોને;
મહા રસ તે મરજીવા માણે, મૂકી મનનું માન જોને. ૫
બ્રહ્મ અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી જન જોને;
પ્રીતમના સ્વામિ સચ્ચિદાનંદ, નિરખુંછુ નિશદિન જોને. ૬

૫૪૯

સંત કૃપાથી છૂટે માયા, કાયા નિર્મળ થાય જોને;
શ્વાસોશ્વાસે સ્મરણ કરતાં, પાંચે પ્રાયશ્ચિત જાય જોને. ૧
કેશરી કેરા નાદે નાશે, કોટિ કુંજરનાં જૂથ જોને,
નારાયણને નામે પામે, ત્રાસજ જમના દૂત જોને. ૨
અગ્નિને ઉધેઈ ન લાગે, મહા મણિને મેલ જોને;
અપાર સિંધુ મહા જળ ઉંડાં, મર્મીને મન શે'લ જોને. ૩
બાજીગરની બાજી તે તો, જઠુરો સહુ જાણે જોને,
હરિની માયા બહુ બળવતી, સંત નજરમાં નાણે જોને. ૪
સત સેવતાં સુકૃત વાધે, સ્હેજે સીઝે કાજ જોને,
પ્રીતમના સ્વામિને ભજતાં, આવે અખંડરાજ જોને. ૫

૫૫૦

રામ રામ રટોને પ્રાણી, આણી પૂરણ પ્રીત જોને,
કાચી કાયા કાચનો કુપો, સ્વપ્ના સરખી રીત જોને. ૧
નાના મોટા જળ પરપોટા, ફુલ્યા ફુટી જાય જોને;
એવો આ માયાનો ઘાટજ, ઉપજે ને અલપાય જોને. ૨
સિંધુ સરખાં દીશે ભાસે, ઝાંઝવાનાં નીર જોને;
પ્યાસા પીધેથી નવ જાયે, કેશ ન હોયે હીર જોને. ૩
ગંદી દેહનો ગર્વ ન કીજે, તણુસંતાં નહિ વાર જોને;
કાગ કીટ કે કૂકર ખાયે, અંતે હોયે છાર જોને. ૪

દેહતણું અભિમાન તજીને, ભાવે ભજિયે હરિને જોને;
પ્રીતમ પ્રેમે પાવન થઈયે, ધ્યાન પ્રભુનું ધરિયે જોને. ૫

૫૫૧

સંત સમાગમ જે જન કરશે, તેને પ્રગટે પ્રેમ જોને;
જે ધાતુને પારસ પરસે, તે તો હોયે હેમ જોને. ૧
કાંસું કથીર હેમ ન હોયે, કોટી પારસ પરસે જોને;
શૂન્ય છીપ તે ઊપર નાવે, સ્વાંતિ સો મણ વર્ષે જોને. ૨
જેહેનાં અવળાં અંતઃકરણો, તેને સમઝણ નાવે જોને;
અચેતને ઉપદેશ ન લાગે, શિવ બ્રહ્મા સમઝાવે જોને. ૩
કબુદ્ધિ કાલપ્ય જેને હૃદયે, તેને ન લાગે રંગ જોને;
અહી ઉજળા કેમે ન થાયે, જઈ ઝબોળે ગંગ જોને. ૪
કુશકા કૂટયેથી શું થાયે, કણ ન મળે તેમાંથી જોને;
મંદ અભાગી મૂરખ નરને, સમઝણ આવે ક્યાંથી જોને. ૫
પાપીને પરમોદ ન કરિયે, મૌન ગ્રહીને રહિયે જોને;
કહે પ્રીતમ તુલશિદળ તોડી, પ્રેત પૂજવા ન જઇયે જોને. ૬

૫૫૨

સાંભળ સૈયર સુરતા રાખી, આજ અનુપમ દીઠું જોને;
જે દીઠું તે જોયા સરખું, અમૃતપેં અતિ મીઠું જોને. ૧
દ્રષ્ટિમાં નાવે નિગમ ગાવે, વાણિ રહિત વિચારો જોને,
સચ્ચિદાનંદ તેહને કૈયે, રહે નવધાથી ન્યારો જોને. ૨
નવધામાં તો નહિ નિવેડો, દશધામાં દેખાશે જોને;
અચંબો રસ છે એની પાસે, પ્રેમીજનની પાસે જોને. ૩
કેવલબ્રહ્મ અનૂપમ લીલા, અસંખ્ય જુગના એવા જોને;
યોગ યજ્ઞ ને જપ તપ તીરથ, માનવિયોના મેવા જોને. ૪
આવે ન જાવે જાવે ન આવે, નહિ ભર્યો નહિ ડાલો જોને;
જ્યમના જ્યમછે ત્યમના ત્યમછે, વધેઘટે નહિ વ્હાલો જોને. ૫

પૂર્ણબ્રહ્મ પુરૂષોતમ પોતે, અપાર ગતિ છે એની જોને;
ક્ષર અક્ષરથી એ પદ અળગું, ચિતમાં ગાજે ચેની જોને. ૬
હું તું મટશે દુવિધા ઘટશે, નિરભે પદ હું પામી જોને;
ભલે મળ્યો રણછોડનો સ્વામી, રહ્યો હૃદયમાં જામી જોને. ૭

૫૫૩ પદ.

હરિ ભજ્યરે તું પામર પ્રાણી, માન શિખામણ મારી;
ઘર ધંધાને વાલે વળગ્યો, શી ગતિ થાશે તાહારી. ૧
ગુરૂ ગોવિંદનો રંગ ન લાગ્યો, માયા મદમાં મોહ્યો;
ધિક ધિક પ્રાણિ જીવિત તારૂં, એણેં અવસર ખોયો. ૨
અમુલક અવસર કોડિ બદલે, જાવા દીધો લાંઠે;
હરિહીરો ચિંતામણિ મોટો, તાણી ન બાંધ્યો ગાંઠે. ૩
માનવિયોનો અવતાર પામી, કહે શું સાધન કીધું;
લખ ચોરાશી ફેરાનું દુખ, મરવા માથે લીધું ૪
કુળ કુટંબને મારગ ચાલ્યો, લોકડિયાંની લાજે;
જોબનિયાને ચટકે ચડિયો, વરણાગીને કાજે. ૫
સંસારસુખના સ્વારથમાંહે, વણસાડયાં કારજ તાહરાં;
ધુમાડાના બાચકા ભરવા, ઉલેચ્યાં અંધારાં. ૬
સુપના સરખાં સુખડાં માટે, આખી ઉમર ખોઇ;
દિન લાખેણા હરિ ભજવાના, કામ ન આવ્યા કોઇ. ૭
સમજુને શિખામણ લાગે, મૂરખને મન હાંસી;
કૃષ્ણજી કેવલ બ્રહ્મ ભજ્યા વિણ, ન ટળે જમની ફાંસી. ૮

૫૫૪

આ અવસરે જંજાળી જીવડા, કેહે શું સાધન કીધું;
બ્રહ્મકથા મુખમાંહે ન બોલે, રસનાયે તાલું દીધું. ૧
કુળકુટંબના ધંધામાંહે, માયાએં ભુરકિ નાખ્યો;
છતે દિવસે ભૂલો પડિયો, દેખત ફુટિ આંખ્યો. ૨

હટવાડાનો અંજાયો, કાજળને ઓઘે પેઠો;
સાચા વેપારનો લાભજ હણવા, બાદલિપટિયે બેઠો. ૩
સદગુરૂ ઉપર વ્હાલપ ન થયું, વણસાડિ વાતડિ મૂળ;
હરિહીરો અમુલક હાર્યો, પડિ મુખડામાં ધૂળ. ૪
સંસારસાગર તરવાને, સદગુરૂને ચરણે રહિયે;
કૃસ્નજી જન્મ સફલ કરવા, રસનાયેં બ્રહ્મ કહિયેં. ૫

૫૫૫

નાહિ લ્યો સદગુરૂદેવનદીમાં, જન્મ કૃતારથ થાયે;
મનુષાજન્મ પદારથ હીરો, કૉડિ બદલે જાયે. ૧
દુર્લભ છે ભાઈ માનવિયોનો, અવતાર અવની માંહે;
મન ક્રમ વચને વળગી રહિયે, ગુરૂ ગોવિંદની બાંહે. ૨
પૂરવ પુન્યતણે પરતાપે, અવસર પામ્યો સારો;
સંસાર રૂપિયા ભવસાગરમાં, તરવાનો છે આરો. ૩
સંતસમાગમ દેવનદીમાં, જે ભાવે કરી ન્હાશે,
લખચોરાશીનુ લગડુ ટળશે, જીવનું જોખમ જાશે. ૪
ધન્ય ઘડી ધન્ય તે દાડા, જે હરિભજનમાં જાયે,
હરિરસ કિરતન માંહે ન્હાતાં, પતિત પાવન થાયે. ૫
હરિ સમરો ભાઈ હરિ સમરોને, પોકારે વેદ પુરાણ;
હરિ ન ભજ્યા તે સરવશ હાર્યો, કરી આત્માની હાણ. ૬
આ ભવ જેણે હરિગુણ ગાયા, તે જીત્યા સંસાર;
આપણી કોઇ ના બાપની નહી, જે મારે તેની તરવાર. ૭
થોડામાં ઘણુ કરી કહું છું, માને કોઇ અધિકારી,
કૃષ્નજી જેહને હરિ હોય વાહાલા, તેહેને જાઉ બલહારી. ૮

૫૫૬ પદ

અવસર જાય છે રે, મનુષા દેહનો મૂંઘો;
આલસ કરીનેરે, શું અજ્ઞાની ઉંઘો. ૧

મિથ્યા બાજીરે, માયા કેરી જૂઠી;
મોટા મોટા વાયારે, અધવચ લીધા લુંટી. ૨
કોયે નવ ઠરિયારે, માયા સુખના મોહમાં;
થઇ ગયા દુખિયારે, ઘણું રડવડતા રોહમાં. ૩
વેદ પોકારેરે, દુર્લભ સંતની સેવા;
જેને સંત સેવ્યારે, મહા બડભાગી તેવા. ૪
ધિક જીવ્યું તેનુંરે, બ્રહ્મનું સુખ નવ જાણ્યું;
મલમાં મચિયોરે, કુળનું નાતું તાણ્યું. ૫
ભારે મારીરે, જનુની જે જન જેની;
વાટ ઉઠાડીરે, મુંધી મનુષાદેહની. ૬
થયો હત્યારો રે, અનેક જનમનો રણિયો,
જેમ સિંહ કૂપમાંરે, પોતે પોતાશું પડિયો. ૭
કહે અખો જાગીરે, સંતની સેવા કરજો;
સદગુરૂને મળીનેરે, આવાગમનથી ટળજો. ૮

૫૫૭

મુકિ દે મૂઢ ગમાર, મમતા મન કેરી;
સમજી લે સારમાં સાર, જો હરિને હેરી. ટેક.
હરિને જોતાં દુવિધા ખોતાં, પોને તે પરબ્રહ્મરૂપરે;
અંતરજામીમાં એક રસ થાતે, કુણ પડે ભવકૂપરે. ૧
પંચ ભાગે પિંડ વેંચતાં, ઉગરે તે અવિનાશીરે;
સ્થૂલ સૂક્ષ્મ કારણ ને તુરિયા, પોતે સ્વયં પ્રકાશીરે. ૨
શુદ્ધ ચૈતન્ય ને સાક્ષી પ્રમાતા, પ્રમાણનોપ્રમેતી રે;
પંચ નામ છે પૂરણાનંદનાં, એમ કહે છે નેતી રે. ૩
નિર્ગુણ એક નિરંતર નિરખી, હરષે હૈડામાંહ્યરે;
પરલેમાં પ્રાણી વિણ બીજું, નજરે ન આવે કાંયરે. ૪

ચિદાનંદનું ચિંતવન કરતાં, કોટિક કલપના જાએરે;
પ્રીતમ પડદો મટે માયાનો, મહાપદમાં લય થાએરે. ૫

૫૫૮

છે બ્રહ્માનંદ ભરપૂર, બ્રહ્મને ભાવેરે;
સચ્ચિદાનંદ સુખમૂળ, તે ફાવે નિરદાવેરે. ટેક.
અણુથકી તે લઇને અજ સુધી, વ્યાપક વિશ્વાધારરે,
જ્યાં જોઈએ ત્યાં તેવો થઈને, બોલે બોલણહાર રે. ૧
જલતરંગ નહિ જુજુવારે, જ્યમ હાટકમાં હારરે;
ત્યમ તુંમાં હરિ ને હરિમાં તું, એમ નિગમ કહે નિરધારરે. ૨
નખ શિખ સૂધી હેમની પુતલી, હેમતણા શણગારરે;
બાહ્યાભીતર હેમ બિરાજે, જે હેમતણો વિસ્તારરે. ૩
નિશંક થઇને નાખી દેજે, માથેથી સહુ ભારરે;
કરતા હરતા આપ પોતે છે, અખિલ બ્રહ્માંડના આધારરે. ૪
શુદ્ધ વિચાર કરી થા સુખિયો, દૃખનાં બાળી બીજરે;
કહે પ્રીતમ પ્રભુમાંહે સમજે, જ્યમ વાદળમાં વીજરે. ૫

૫૫૯

ગુરૂગમ ઘટ જોયુ રે, સશે સર્વે ટળ્યો;
અવિનાશી ચૈતનરે, શબ્દાતીત મળ્યો. ૧
ચતુર દળ ચીનોરે, ષટદળમાંહી ખલો,
દશદળમાંહી દીઠોરે, દ્વાદશમાંહે ભલો. ૨
શોડષ દળ ખુંચ્યોરે, દ્વેદળમાંહી દરસ્યો;
સહસ્રદળ ચડિયોરે, પખિ થઇ પરસ્યો. ૩
નહિ નાદ ને બિંદૂરે, રવિ શશિ જોત્ય નહિ,
શુદ્ધ સોહં પ્રકાશેરે, દ્વિતીયા ભાવ નહિ. ૪
આવ્રણુ નૈ ઉરમીરે, નૈ માયા મમતા;
પ્રીતમ સ્વે પોતેરે, શૂન્યશિખર રમતા. ૫

૫૬૦

આ તનમાં તીર્થરે, તત્વ વિચારતણું;
ચૈતન–સાગરમાંરે, નાહ્યાનું ફળ છે ઘણું. ૧
જ્ઞાન–ગોદાવરી ઘાટેરે, ન્હાતાં નિર્મળ થશે,
પ્રણવજળ પરશ્યેરે, દિલના ડાઘ જશે. ૨
ગિલકામાં ઝીલોરે, નિરમલ દ્રઢ ધ્યાન વડે,
ગંગા ને જમુનારે, સરસ્વતી પૂર ચડે. ૩
પુરણાનંદ પ્રાગેરે, ત્યાં થઈ તરવેણી,
મરજીવા જોગીરે, ઝીલે દિન ને રેણી. ૪
કાયા કાશીમાંરે, વિશ્વનો નાથ વસે;
પ્રીતમ પદ પરસેરે, તે તદરૂપ થશે. ૫

૫૬૧.

પુરણાનંદ પોતેરે, પરપંચ પરિહરતાં,
કારણ ને કારજરે, સૌ અળગું કરતાં. ૧
નભ પવન ને પાવકરે, નદી અવનિ અંબુ;
પચીસહે સપ્ત દશરે, નહી સક્ષ્મ નવનું. ૨
ઇંદ્રિ નહિ અવસ્થારે, નહિ સ્થૂલ ઠેકાણું;
સૂરજ જયમ સાક્ષીરે, ત્યમ આત્મા જાણું. ૩
અંનવે ને વેતીકરે, જયમ છે ત્યમ જોયો;
પ્રીતમ છે રૂપેરે, નહિ પામ્યો ખોયો. ૪

૫૬૨

"ભુલવણી ભાગીરે, બ્રહ્માનંદ ભાસ્યો,
શુદ્ધ ચૈતન સાક્ષીરે, સઘળે પરકાશ્યો. ૧
ટળ્યું તિમિર ત્રિગુણનુંરે, તુરિયા તેજ ઘણું;
થયું અખંડ અજવાળું રે, નિજાનંદતણું. ૨

આપે અખંડ અવિનાશીરે, શુદ્ધ સ્વરૂપ જોતી;
તરવેણી તીરેરે, પ્રોયું મન મોતી. ૩
હરિ હાર હૈયાનોરે, પ્હેરૂં પ્રેમ ધરી;
થઈ અખંડ સુહાગણરે, પ્રેમમદ મોદ ભરી. ૪
પામિ અચળ એવાતનરે, અખંડ વરને વરતાં;
પ્રીતમ પદ પામ્યોરે, સચ્ચિદાનંદ ધરતાં. ૫

૫૬૩.

પૂરવને પુન્યેરે, પૂરા ગુરૂદેવ મળ્યા;
મારૂં આપ ઓળખાવ્યુ રે, ત્રિવિધિના તાપ ટળ્યા. ૧
ગુરૂવે ઉપદેશ આપ્યોરે, સોહં બ્રહ્મ કહ્યો;
તે પદ પોતેરે, લક્ષે અર્થ લહ્યો. ૨
તારે સ્મરણ કીધુ રે, સસ્વરૂપ તણુ;
જાગ્રતની આધેરે, તુરિયાતીતપણું. ૩
આતમધન લાધુંરે, દુખ દારિદ્ર ટળ્યુ,
હવે ભટકણ ભાગ્યુંરે, વાસના લિંગ ગળ્યું. ૪
સાંખ્યયોગ જણાવ્યોરે, સાક્ષીપદ સાધું;
તારે જીવ ઇશ્વરનુંરે, મૂલગું ઘર લાધું. ૫
ગુરૂદેવે દયા કરીરે, અખડ સુખ આપ્યું;
તારે દ્વૈતપણાનુંરે, કર્મબંધન કાપ્યું. ૬
મારી જાત જણાવીરે, સોહં રૂપ તારૂં;
સ્થૂલ સૂક્ષમ કારણરે, તેને હુ ને મારૂં. ૭
પોતામાં પોતેરે, પદ પ્રીછી લીધું,
પુરૂષોત્તમ પદમાંરે, દ્રઢ આસન કીધું. ૮

૫૬૪ પદ.

દ્રઢનિંધ આસન કીધુ રે, સોહં ભરપુરમાં;
આપે આપમાં અરપીરે, સૂતો જઇ સેજ સુખમાં. ૧

તે જગાડયો ન જાગેરે, મળ્યો અદ્વૈત પદમાં;
ત્યાંનો ગયો નૈ આવેરે, જ્યમ લુણ ગળ્યું જળમાં. ૨
પોતામાં પોતેરે, રહ્યો સાક્ષી પદમાં;
ક્યારે દ્વૈત ન થાયેરે, અખંડાનંદ બ્રહ્મમાં. ૩
જેમ જળને જોગેરે, હેઠો દીસે ચંદરમા;
એમ આત્મા જાણોરે, વરતે આવિ વર્તિમાં. ૪
નિર્વિકલ્પ સમાધિમાં માણેરે, જીવનમુક્ત જગમાં;
આકાશવત વરતેરે, અલ્પ વર્તે દેહમાં. ૫
કાળ કર્મ ન લાગેરે, આપ રહે ચિદઘનમાં;
વાણી હદમાં નાવેરે, લક્ષ લાગ્યો મહાપદમાં. ૬
જ્યમ આકાશ અરૂપીરે, વ્યાપક છે ઘટ મઠમાં,
તે કહ્યો ન જાવેરે, થિર પૂરણ પદમાં. ૭
એમ આપ ઓળખિનેરે, આપ રહે ચિદાનંદમાં,
પુરૂષોત્તમ પ્રીછ્યારે, મહાવાક્ય અર્થમાં. ૮

પ૬૫ પદ.

મારે સદગુરૂજીયેં આંજ્યાંરે, ઉઘ્યાં લોચનિયાં;
અવસર અનુભવિયારે, ભવદુખમોચનિયા. ૧
મારી આંખ્યડિ ઉલ્લસીરે, સોહં પદ સાંભરતાં;
આનંદરવિ ઉદયોરે, સહજાનંદ ધરતાં. ૨
મારૂં રૂપ પ્રકાશ્યુંરે, ઓળખિ જાતડલી;
દિનકરને ન હોયેરે, દિવસ ને રાતડલી. ૩
મારો આતમ–દેવારે, ભરપુર ભરપુર છે;
માંહિ જગદાકારનોરે, અણછતો અંકુર છે. ૪
એનું અખિલ ભુવનમાંરે, સમરસપણુ ડોલે,
એક સ્વેપદ મોટુંરે, ઉપનિષદ બોલે. ૫

કહી ન જાય ઓપમરે, અગણિત એવાની;
એનો અપાર મહિમારે, આતમદેવાની. ૬
કોય કાળે ન હોયેરે, દ્વૈતપણું અદ્વૈતને;
કરે કૃશ્નજી પ્રણામરે, સત્ ચિદ્ આનંદને. ૭

૫૬૬ પદ.

મોટા મહાજન સંગેરે, આતમ લાભ રળિયે,
જાય અજ્ઞાન ઉરમીરે, ભટકણુ ભય ટળિયે. ૧
તમે એળે ન ખોશોરે, આતમ રોકડિયો;
બીજા સાધન સરવેરે, અણછતો હોકડિયો. ૨
અવિલોકિને જોયુ રે, લીલાના સપડે;
હવે ખાણ ઉઘાડોરે, આતમ લાભ જડે. ૩
પરમારથ લાભેરે, જે નર લોભાય;
તેની ભવમાં નોયેરે, ભોગાયતન કાયા. ૪
મહાવાયક બોલેરે, પરમારથ મહિમા;
તેનો પાર ન પામેરે, શકર સુર બ્રહ્મા. ૫
આતમ ધન મોટુ રે, અધિકારી ઈચ્છે;
એવું કૃષ્નજીપણામાંરે, પરમારથ પ્રીછે. ૬

૫૬૭ પદ.

છે શિખવુ ને સુણવું રે, બોલવું એ જ્ઞાને;
શાખા ચંદ્ર જોયોરે, નિગમને અનુમાને. ૧
પ્રભુ અનિરવચનેરે, વાણિયે વૈખરિયા;
નિરગુણ અણલિંગિરે, સરગુણરૂપ ધરિયા. ૨
ભૂલવણિના ભૂલ્યારે, ભરપુર નવ જોવે,
હરિથા થૈ અળગારે, વ્યાપકતા વગોવે. ૩
વિસ્વાસ બંધાણોરે, જીવ નિશ્ચયનો;
પરિહાર ન કીધોરે, આતમહત્યાનો. ૪

જેમછે ત્યમ ભાસેરે, સાચા ગુરૂ મળતે;
હસ્તામલ હોએરે, હૃદય—ગાંઠ ગળતે. ૫
એવું કૃશ્નજીનું બોલવુંરે, સમજે અનુભવિયા;
આતમસુખ લેવારે, સ્વેપદમાં વસિયા. ૬

૫૬૮ પદ.

સમશ્યા સમજોરે, સજની સુખ થાશે;
સદગુરૂજીને મળતાંરે, દુવિધ્યા દુખ જાશે. ૧
સંતસાગર સિંધુરે, સર્વે સુખ આપે;
આતમ અનુભવનારે, કરમબંધન કાપે. ૨
વણુસંતાં સુખડાંરે, સર્વે છાંડીને;
સતસંગે રહેવુંરે, મનડું માંડીને. ૩
બ્રહ્માનંદ ભાસ્યુંરે, ભવભ્રમણા ભાગી;
અનુભવરસ પીતાંરે, જીવનબુધ જાગી. ૪
પરમારથ પ્રીછયોરે, પુરણાનંદ પામી,
સેહેજેશું લીધોરે, સચ્ચિદાનંદ સ્વામિ. ૫
આતો નજરે નાવેરે, કલ્પીને કહેવું;
અનુભવની આંખ્યેરે, સમશ્યા લક્ષ લેવુ. ૬
કાયાસુખ કલ્પીરે, નજરે તે દીઠાં;
મન બુદ્ધિના માન્યારે, મિથ્યા સુખ મીઠાં. ૭
અસીપદ એવુંરે, નિર્ગુણ છે ન્યારો;
પોતાનું જાતાંરે, દેહ નહિ પ્યારો. ૮
વાણી છે હદમાંરે, લક્ષ છે બેહદમાં;
મુળદાસે માન્યુરે, આપું મહાપદમાં. ૯

૫૬૯

આતમ લક્ષ આવ્યોરે, કિરપા મોય કરી;
પૂરણપદ જોતાંરે, હરિજન તે ન હરી. ૧

સદગુરૂજીની કિરપારે, થઇ કેમ જાણીયે;
અનુભવરસ ખોળેરે, અમૃત વાણીયે. ૨
આનંદઘન ઉપનોરે, આવી આ તનમાં;
નિજાનંદ વિલસોરે, જીત્યા નિજ મનમાં. ૩
મહા તત્વના સંગીરે, સાધુ છે સુખિયા;
સત રજ તમના સંગીરે, તે દીસે છે દુખિયા. ૪
સંત સમજયા તેનેરે, થઇ સત સમાધી,
અવર ન ઈચ્છેરે, અવિદ્યા ઉપાધી. ૫
અવાધને આવીરે, વૃદ્ધે વૈરાગ તણી,
અચાનક ઊગ્યોરે, દરર્યો દિનમણી. ૬
વૈરાડ વીસાર્યોરે, ત્રિગુણ ઘાટ ઘડયો;
જયમ છે ત્યમ જોતાંરે, નિજપદ નામ જડયો. ૭
આકાશે આવીરે, ચૈતન શૂર ચડયો,
ગઇ આડ અચાનકરે, પ્રપંચ પાર જડયો. ૮
ભવનો ભૈ ભાગીરે, ત્રિવિધિ તાપ ટળ્યા;
મુળદાસે માન્યુ રે, મુને મહારાજ મળ્યા. ૯

૫૭૦ પદ.

આતમસાગર પ્રગટિયો, ભાસે નહી ચર્મને નયણેરે,
વાચકજાલે નાંખ્યો ધુંચવી, લોભાયા વૈખરીને વેણેરે. ૧
જન્મ મરણની આશંકાયે, ઉરમિયે નાંખ્યો છે બાંધીરે;
સાક્ષાતકાર સૂઝે નહિ, આવી છે આવણની આંધીરે. ૨
આપાપણુ વીસરી ગયુ, આંતર્યા અહં મમને જોડેરે;
ચાર પદાર્થ પામવા, ચડિયા છે અધ્યાસને ઘોડેરે ૩
પ્રગટ આત્મા પરિહરી, પરોક્ષ આત્માને ખોળેરે
પાધરી વાત પ્રીછે નહિં, નીતર્યા પાણીને ડોળેરે. ૪

સદ્‌ગુરૂજીની દયા વિના, પામર સ્વયં પદને હણેરે;
વિધિ નિષેધ ન સંભવે, કૃશ્નજી કૈવલપણેરે. ૫

૫૭૧ પદ.

અનુભવિયા મળી આવોને, આપણ વ્હોરિયે વસ્તુરે;
મરજીવે માંડી છે હાટડી, જ્યાં નહિં ઉદે ને અસ્તરે. ૧
લોભ મુઠી શિર સોંપીયે, બ્રહ્મ રસ અમલ પીવારે,
આત્માયે આત્મા પામિયે, પ્રગટે જ્ઞાનના દીવારે. ૨
અજ્ઞાન તિમર નહિ આવેરે, આત્મતત્વ તે દરસેરે;
જીવની દશા જાય વીસરી, સદ ચિદ આનંદ તે પરસેરે. ૩
મનુષ્યા અવતાર છે દુર્લભ, અહંમમ તરવાનો આરોરે;
જીવનમુક્તાને સેવિયે, એ અવસર આવ્યો છે સારોરે. ૪
પોતે પોતાપણું પ્રીછતે, આપાનો અહંભાવ જાયરે,
કેવા માત્ર છે કૃશ્નજી, અણછતા ઉભલા ગાયરે. ૫

૫૭૨ પદ

ધ્યેયને ઉભો કર્યો ધ્યાતાયે, ધ્યાતા ને ધ્યેય જુગલ કરે મચકારે,
પ્રારબ્ધ કર્મને વ્રતમાને, બાંધ્યા છે સચિત ક્રિમાણ બચકારે. ૧
અભિમાન આપાની અધેરિયે, જીવ શીવ બ્રહ્મના કર્યા કટકારે,
લિંગવપુ એમ લેખવી દાખવે, સત રજ તમના લટકારે. ૨
પ્રમાણ પ્રમેતીને પેગડે, ભરવી છે સશેવીપ્રજેની આંટીરે,
ધ્યાતા ને ધ્યેય વરઘોડે ચડયા, ફરવાને સમવિષમની ઘાંટીરે. ૩
ભૂત ભવિષ્યને ડાખલે, વ્રતમાને આપાને વગોવેરે;
આદ્ય અંત મધ્ય માપિયું, અમાપ દીર્ઘને લઘુવેરે. ૪
અચરજ એહજ કાયડો, આતમદરસી તે જાણેરે;
કૃશ્નજીપણું લેઈ અનુભવે, જગદાકારને માણેરે. ૫

૫૭૩ પદ.

કાગળ સદગુરૂ લખે, જેના વિરલા છે વાંચણહાર;
જ્ઞાન વૈરાગ્યનો દેહ ધર્યો, માંહિ જોગપણાનો જીવ;
ભક્તિઆભૂષણ પ્હેરિયાંરે, એવા કોઇક સેવક શીવ. ૧
શીલરૂપિ ખડિયો કર્યો, માંહે પ્રેમતણી રૂસનાઈ;
કમલ બુદ્ધિ સંતનીરે, ત્યાંતો અદ્વૈત આંક ભરાય. ૨
સુરત નુરતની દોરિ લીટી, વિવેકતણી માંહિ ઓળ;
વિચારી અક્ષર ત્યાં લખ્યારે, તેમાં ઉતારી પાટણ પોળ. ૩
સમઝણ કાનો માતરારે, માયા ઉપર શૂન્ય;
તેમાં પરિપુરણ બ્રહ્મ છેરે, ત્યાંહાં નહિ પાપ ને પુન્ય. ૪
કોટી કોટી પંડિત પચી મુવારે, પઢિ પઢિ વેદ પુરાણ;
તોએ અક્ષર એકે ન ઊકલ્યોરે, ત્યાંતો થાક્યા છે જાણ સુજાણ. ૫
અંધે તે અક્ષર વાંચિયારે, બ્હેરે સુણી વાત;
મુંગે ચરચા બહુ કરીરે, તેની વેદ પૂરે છે સાખ. ૬
જોગપણું જુગતે લહ્યુ રે, મન મળિ મંગળ ગાય,
વિચારી અક્ષર સૌ લખેરે, તોયે કાગળ કોરો કે'વાય. ૭
અમરાપુરિ નિજ ધાટમાંરે, ત્યાંહાં છે તેહનો વાસ,
કરજોડીને અખો કહેરે, એવા નિર્મળ હરિદાસ. ૮

૫૭૪ પદ

જીરે આજ આનંદ મારે અતિ ઘણો, મળ્યો સંત સગાનો સાથ;
આનંદ મારે અતિ ઘણો. ૧
મુને દીન જાણીને દયા કરી, મારે મસ્તક મૂક્યો છે હાથ. ૨
આપ્યું નિર્ગુણ નામ નારાયણનું, જે છે વેદમાં પ્રસિદ્ધ વિખ્યાત. ૩
હું તો ભૂલી પડીતીરે ભાતમાં, મુને ઓળખાવી જીવની જાત. ૪
સાચા સદગુરૂજીનેરે સેવતાં, હરિહીરો તે આપ્યો છે હાથ. ૫
સુખ શામનું સૈયર જોઇને, ભાગી ગઇ તે સઘળી ભ્રાંત. ૬

હું તો રસબસ થૈ રસરૂપમાં, માસ પ્રાણજીવનની સાથ. ૭
સ્વામિના તે રૂપમાં સમૈ ગઈ, જળલેહેરી તે વાતખ્યાત, ૮
બ્રહ્માનંદસાગરમાં ઝીલતાં, નવ જાણ્યું તે દિન ને રાત. ૯
એવું અખંડ એવાતન લે અખા, રંગ લાગ્યો છે હરિ સંગાથ. ૧૦

૫૭૫

તું તો રામ રટણ કર રંગમાં, હવે રાખ્ય હરિ સાથે હેત;
અવસર આવો નૈ મળે. ૧
ખોટા ખેલમાં શું રે ખુંચી રહ્યો, ઉઠ આળસ મેલ્ય અચેત. ૨
પ્રાણિ પરપંચમાં શુ પચી રહ્યો, માની સ્વપ્નતણું સુખ સાર. ૩
કાળ ખાશે જે કેશે કહ્યું નહિ, નથી માનતો ગાફલ ગમાર. ૪
વિષેભૂતે તે ભવમાં ભમાવિયો, ક્ષણુ બેઠો નહિ ઠરિ ઠામ. ૫
અંતે રંગ પતંગ જાય ઊતરી, કાચી કાયા નહિ આવે કસે કામ. ૬
તું તો સમરણ કર સત ભાવશું, ટાળિ તન મન કેરા વિકાર. ૭
ભજે પ્રીતમ બ્રહ્મ સ્વરૂપને, જેનો મહિમા છે અગમ અપાર. ૮

૫૭૬

સદગુરૂજીના શબ્દ વિચારતાં, ટળે માયા મોહ—વિકાર;
હરિરસ પીજીયે. ૧
બાળી ભસ્મ કરો બીજી વાસના, ઉર પ્રગટે પ્રેમ અપાર. ૨
ચડિ બ્રહ્મ ખુમારિ ન ઊતરે, સુખ સુખે કહ્યું નવ જાય. ૩
એવો અજર અમર રસ જે પિયે, તેનાં નેણ વેણ પલટાય. ૪
જેને સંભવ નાંહિં શરીરનો, થયો આતમ દ્રષ્ટ ઊઘાડ. ૫
બ્રહ્માનંદ ગગનવત થૈ રહ્યા, ગાળ્યાં જ્ઞાનહિમાલે હાડ. ૬
મરજીવા થઇ હરિને મળે, જેમ કુંભ મહાજળમાંહે. ૭
બ્રહ્મ પોતામાં પોતે તે બ્રહ્મમાં, બ્રહ્મ વિના ન દીસે કાંઇ. ૮
જેમ સિંધુમાંહિ સરિતા ભળે, તેનું નામ નદિ ટળિ જાય. ૯
કહે પ્રીતમ સદગુરૂ સેવતાં, અંતર ટળિને એકયતા થાય. ૧૦

૫૭૭

તું તો રામ રટણ કર રંગમાં, તારાં અંગમાં ઉપજે આનંદ. ૧
પરમારથ અરથ વિચારતાં, તજ સ્વારથ માયાનો ફંદ. ૨
કાયા માયા તે તારી કારમી, તેને વણસતાં ન લાગે વાર. ૩
મૃગતૃષ્ણા તે જળ રે જાસક ભર્યા, એવો જાણે આ સકલ સંસાર.૪
ગુંજાવન્હિ તે મરકટ માનિયુ, તેણે ટાડ ન ટળે લગાર. ૫
ઓસ ઉદક બીડિ બરાસની, તેને ઉડયા તણો આધકાર. ૬
સુપનામાં સમરધિને પામિયે, જાગિ જોતાં ન દીસે જરાય. ૭
ધુમરનાં તે ઢગરે સોહ્યામણા, ભુજમુષ્ટિ તે નવ રે ભરાય. ૮
સાચિ સગત સદગુરૂ સંતની, તેણે જીવપણું ટળી જાય. ૯
કહે પ્રીતમ પ્રભુને સંભારતાં, મહા પાપી પાવન થાય. ૧૦

૫૭૮

સંત પારસ ચંદન બાવના, કામધેન કલ્પતરૂ સાર,
સમાગમ સંતનો. ૧
એમ સમઝયામાંરે અંતર ઘણુ, તારૂ પારસ ત્રણ પ્રકાર. ૨
એક પારસથિરે પારસ બને, એક પારસથી હોય હેમ. ૩
એક પારસ લોહરે કંચન કરે, સો વરસે એમનુ એમ. ૪
એક ચંદનથી વિખ ઊતરે, એક ચંદને અગ્નિ ઓલાય. ૫
એક તલભર જો તેલમાં પડે, ફરિ તાતુ કયેમેં નવ થાય. ૬
સરવે સૈન્યા શૂરિ નવ જાણવી, સરવે નારિ સતી નવ હોય. ૭
સહુ ગજ શિર મોતિ ન નીપજે, તેની જુગતિ વિચારિને જોય. ૮
જ્ઞાનહીણા ગુરૂ નવ કીજીયે, વઝ્યા ગાય સેવ્યે શુ થાય. ૯
કહે પ્રીતમ બ્રહ્મવેત્તા ભેટતાં, ભવરોગ સમૂળો ટળી જાયં ૧૦

૫૭૯

સંત લક્ષણ ત્રીસ સોહ્યામણાં, ચિત્તવરતિ થૈ જેની શાંત,
એવા જન હરિતણા. ૧

બ્રહ્માનંદ બ્રહ્મરસ ભોગિયા, જીવ ઇશ્વરની ભાગિ ભ્રાંત. ૨
દયા દાન દાસાતણુ અતિ ઘણું, જ્ઞાન ભક્તિ વિવેક વૈરાગ. ૩
ક્ષમાવંત તપે નહિં તાપમાં, આશારહિત અમલ અનુરાગ. ૪
અક્રોધિ ઇંદ્રિજીત અનુભવી, કવિ કોમલ શીતલ શાંત. ૫
આપારહિત અમૃત વાણિ વદે, સહજાનંદ આનંદકંદ. ૬
શુદ્ધ શ્રદ્ધા ને સ્વારથ નવ મળે, પરમારથ ઊપર પ્રીત. ૭
શશિ સૂરજવત સાક્ષી રહે, ઉદાર અરણવની રીત. ૮
હરખ શોક વિષેરે ડોલે નહિ, અરધ નિમિષ ન મુકે નામ. ૯
સુરતરૂ ધેન ચિંતામણિ, મળતાં પોહોચે મનના કામ. ૧૦
પરિપૂરણ લક્ષણ સંતના, બતરિશમાં ઓછા બે કહિયે. ૧૧
કહે પ્રીતમ એવા પુરૂષને, સહૂ સોપી ચરણે રહિયે. ૧૨

૫૮૦

મન તુ અલગુ કાં અકળાય, બીજો નથી બોલતો;
તું તો જાગિને જો તારા રૂપને, ખોળી જોતામાં તું રે ખોવાય. ૧
તારે ઓથે હરિને નથી દેખતો, કુંડલ ઓથે જેમ કનક ઢંકાય. ૨
તું તો દરિયાની લ્હેર સમાન છે, લેહરિ સમતે સમુદ્ર દેખાય. ૩
તારે ઠેકાણે હરિને ઠેરાવને, એમ સમજે તો મહા સુખ થાય. ૪
કહે પ્રીતમ એવા પુરૂષને, હું તો લળિ લળિ લાગું પાય. ૫

૫૮૧ ( હરિ ભજન વિના દુખ દરિયા સં. એ રાહ. )

દેહ મનુષ ધરી હરિ નવ જાણ્યા, તેણે સરવે ખોયુ;
મારા વાલાજી, મહામણિ મૂકીને, પત્થરમાં ચિત્ત પ્રોયું.
જેણે જાળવિયો જઠરામાંહિ, તેને સંભાર્યો સ્વપ્ને નાહિં,
લંપટને લાજ લગાર નહિ. દેહ. ૧
તેં હાથે કામ કૂડાં કીધાં, તેં અમૃત મેલીને વિખ પીધાં,
તેં મિથ્યા માતને દુખ દીધાં. દેહ. ૨

નેં જગતપતિને નવ જોયો, તજિ કલ્પવૃક્ષ બાવળ બોયો;
તેં ઉત્તમ જનમ એળે ખોયો. દેહ. ૩
તેની દેહ અશુદ્ધ અશુદ્ધ વાણિ, તેં પ્રીત પ્રભુ શું નવ આણિ;
તે અધમ જાત પામર પ્રાણિ. દેહ. ૪
તેને કૃતઘ્નિ સરખો કહિયે, તેની સંગ તે તે સરખા થૈયે;
કહે પ્રીતમ તેથી અળગા રહિયે. દેહ. ૫

૫૮૨

હરિભજન વિના દુખ–દરિયા સંસારનો પાર ન આવે;
જડબુદ્ધિ જીવ સંત વિના શુદ્ધ મારગ કોણ બતાવે.
તે અનેક વાર અવતાર ધર્યા, બહુ કર્મતણા કોઠાર ભર્યા;
અધઓાધતણા અંબાર કર્યા. હરિ. ૧
તું ઝાડ પ્હાડ જડ રૂપ થયો, તે શીત ઉષ્ણ શિર તાપ સહ્યો;
તારો કષ્ટ કોણે નવ જાય કહ્યો. હરિ. ૨
ફર્યો ચાર ખાણ લક્ષ ચોરાશી, થયો જલચર સ્થલચર નભવાસી;
માયાબંધન થકી ન શકયો નાશી. હરિ. ૩
પામ્યો મનુષ–દેહીમાં ન મણા, ધન ધામ પુત્ર પરિવાર ઘણા;
હવે ગાઇ લે ગુણ ગોવિંદતણા. હરિ. ૪
કહે પ્રીતમ ચેતી લે પ્રાણી, એવું જનમમરણનું દુખ જાણી;
શું સૂતો છે આળસ આણી. હરિ. ૫

૫૮૩

મન–વાણિડા લટકે લાભ કમાજે અવસર જાણી,
શું સૂઈ રહ્યો અચેત અંગે અતિશે આળસ આણી.
તન ત્રાજુવાં દિલ કર ડાંડી, બેસ ચિત્ત ચોટે પેઢી માંડી;
રખે ધ્યાન દ્રષ્ટિ કરતો ખાંડી. મન. ૧
તજ કૂડાં કાટલાં અશુભ કર્મ, રાખ્ય સત્યવચન વિશ્વાસ ધર્મ;
તેણે રાજિ રેહેશે પુરણબ્રહ્મ. મન. ૨

તું વીર્ય જણાયું સહુ સારૂં, તેણે વણસે નૈ કારજ તારૂં;
હૈયે હિંમત રાખ્ય હવે નૈ હારૂં. મન. ૩
લે લેખણ લક્ષ્મી વર હાથે, સૂધો રે' શામલિયા સાથે,
ત્યારે દોષ નહિં આવે માથે મન. ૪
કર નાસું લેખુ સહૂ ચોખું, તારી કાયાનુ કાચુ ખોખુ,
તું ઓછું અધિકુ શિદ જોખુ મન. ૫
ખોટિ વાણિયાણિ તારા ઘરમાં, કરે કૂડાં કબાડાં બહુ કરમાં;
લઈ સોમલ ભેળે સાકરમાં. મન. ૬
કર પરમારથ કે પાપ બળે, તારૂ લખચોરાસીનું લગડું ટળે;
કહે પ્રીતમ તારૂં સાચ ફળે. મન. ૭

૫૮૪

હરિ ભજનથકિ છોટા હોય તે સહુથી મોટા થાય,
તન તાપ ટળે જનમમરણનાં સંકટ સરવે જાય.
જુવો દાસિસુતથી શુ હીણપણુ, જેનું પુન્ય પવિત્ર ચરિત્ર ઘણુ;
થયા નારદ મન ગોવિંદતણુ હરિ. ૧
જુવો શુકદેવજીનુ મૂળ શોધી, હતા પશુઘાતિ સુડિયો લોધી,
થયા આપે ઈશ્વર અક્રોધી. હરિ ૨
જુવો વાલમિકજીની વાત ખરી, જેણે દરભશલામાં દેહ ધરી,
તેણે શત કોટિ રામાયણ કરી. હરિ. ૩
જુવો માંડવની મેડકિ માતા, જુવો વસિષ્ઠ વેશ્યા વિખ્યાતા;
જુવો ચતુરાનન પંકજજાતા. હરિ. ૪
જુવો અગસ્ત કુંભથી પ્રગટ થયા, અંજલિમાં સાગર શોષિ ગયા;
તે તો વિશ્વમાંહિ વિખ્યાત થયા. હરિ. ૫
જુવો એકલસિંગી હરણીના, જુવો વ્યાસમુનિ વણપરણીના;
જુવો સુતપુરાણી કુણ કરણીના. હરિ. ૬

જેમ મધ્યમ જળ ગંગામાં ભળે, તે ગંગાસરખું થૈને પળે;
જેમ પારસ પરશે લોહ ટળે. હરિ. ૭
એમ જાત્ય ભાત્ય સહુનિ જાણી, હરિ ભજે તે હરિ સરખા પ્રાણી;
કહે પ્રીતમ ઓળખો એધાણિ. હરિ. ૮

૫૮૫

મન માને નૈ સો ફેરા સમઝાવું તોય શું થાય,
ખળ કઠણ કઠોર ચંચલ ચોર ચપલ ચિત ચૌદિશ ધાય.
મન ભૂત તણિ પેરે ભમતું, ચાલે માયાની સંગે રમતું;
તેને હરિ ભજવાનું નથી ગમતું. મન. ૧
મન નિર્લજને લજ્યા ન મળે, પિછું ભાળે પોતાને કમળે;
લૈ નાખે માયાને વમળે. મન. ૨
જ્યમ કૂકર માથે માર પડે, તોય આવિ ઉભું દ્વાર અડે;
ફળ દેખીને મરકટ ઝાડે ચડે. મન. ૩
જુવતી પરભવનુ દુખ જાણે, તો મિથ્યા સુખને સિદ માણે;
ગયો અવસર ઉરમાં નવ આણે. મન. ૪
કહે પ્રીતમ પરપંચ પરિહરતાં, શુદ્ધ ભાવે હરિસમરણ કરતાં;
કાંઇ વાર નહિ ભવજલ તરતાં. મન. ૫

૫૮૬

અજ્ઞાની જીવ સંગ કરે સાચો પણ રંગ ચડે નહિ,
એમ દમે શરીર હરિ મળવાનો મારગ તોય જડે નહિ.
એક પત્થર પાણી નવ પરસે, તેને ટાંકે તો અગ્નિ વરસે;
એવા સાકુટને હરિ કયમ દરસે. અગ. ૧
સાકુટને સંગત કેમ ગમશે, ઉંધે ધડે તે ઉદક કેમ ભરશે;
એમ પાત્ર વિના રસ કેમ ઠરશે. અગ. ૨
જેમ પુષ્પ પાંદડાં આસપાસ, તેમાં કોકોને ન લાગે બાસ;
એમ ભગત જગતને બારે માસ. અગ. ૩

એક મેંડક પંકજ પાસ રહે, તે કમળતણિ વાસ કાંઇ ન લહે;
વાસ કમળતણી તે ભમર લહે. અગ. ૪
તરૂ ચંદનથી ચંદન જેવા, બીજા વાંસ એરડા રહ્યા તેવા;
તેને નહીં કાંઇ લેવા દેવા. અગ. ૫
તું વેદ પુરાણ ઘણું સાંભળે, તારા મનની દુબધ્યા કંઇ ન ટળે;
સાચા રંગ વિના હરિ નહિ મળે. અગ. ૬
જમ થાકયા ફેરા ફરી ફરી, થયા કાયર મહેનત કરી કરી;
તું ન થાકયો દેહ ધરી ધરી. અગ. ૭
કહે પ્રીતમ સમજયે સુખ થાશે, તારૂં જનમ મરણનું દુખ જાશે;
આગળની પ્રીતેં ઓળખાશે. અગ. ૮

૫૮૭

તજ દેહાભિમાન મિથ્યા સુખ સારૂ શુ ફોગટ ફુલે;
સત વચન વિચાર વારંવાર સંસાર વિષે શું ભૂલે.
આ કાયાનો કાચો પાયો, તે દેખીને શું લોભાયો,
રવિનંદન દિલમાં છે ડાહ્યો. તજ દેહ. ૧
તારી જમકિંકર હણશે છાતી, ત્યારે કયાં જાશે તારી કુલનાતી;
જઇ ભોગવશો પશુની જાતી. તજ દેહ. ૨
દુખ અસિપત્રિ દીઠાંજ નથી, પચમ સ્કધમાંહિ કહ્યાં કથિ;
જઈ ભોગવશો તમે રતિ રતિ. તજદેહ. ૩
કહે પ્રીતમ કાંઇક સાધન કરજે, હરિ ગુરૂનું નામ હૃદે ધરજે,
નામનાવ ચડિ ભવજળ તરજે. તજ દેહ. ૪

૫૮૮

હો જીવડલા જન્મ ધરીને ન લહ્યુ હરિનુ રૂપ,
શું બાહ્યર ભમે ભીતર જોને તાહારૂ બ્રહ્મસ્વરૂપ. ટેક.
તું કયાંથી આવ્યો ને કયાંહાં જાવું, તુને માયા ચેટક કયાંથી હૂવું;
નિજ નામ જપિને નિર્ભે થાવું. હો જી. ૧

તું શું કરવાને આવ્યો તો, તુને કોણે અહીં બોલાવ્યો તો;
શું લેઇ જાવું ને શું લાવ્યો તો. હો જી. ૨
તને શે સુખે ભોજન ભાવે છે, તને નિદ્રા તે ક્યેમ આવેછે;
શિર નોબત કાળ બજાવે છે. હો જી. ૩
આ કાયા કાળનો ચારો છે, બહુનામી બોલણહારો છે,
સુખ દુખથી નિર્ગુણ ન્યારો છે. હો જી. ૪
જે બોલે તેને શોધજે, ગુરૂ જ્ઞાનબુદ્ધિએ બોધજે;
હરિહીરે હીરો વેધજે. હો જી. ૫
તુરિયા તે તારૂં રૂપ છે, ભજશે તે બ્રહ્મ સ્વરૂપ છે;
અવિનાશિ અકલ અરૂપ છે. હો જી. ૬
કહે પ્રીતમ પુરણાનંદ છે, ઘટ ઘટ રસિયો ગોવિંદ છે,
ન સમજે તેની મતિ મંદ છે. હો જી. ૭

૫૮૯

નર ગાફલગમાર ગંદિદેહનો ગરબ કર્યે શુ થાય,
નહિ વિલંબ લગાર વાત કરતાં કાયા વિણશિ જાય
તુ અંશ હતો ઇશ્વર કેરો, જીવ થઇ રહ્યો અવિદ્યાનો ચેરો,
તારે માથે રવિસુતનો પહેરો નર. ૧
શું શૂનિ–સુતનિ પેરે ચાલે, તુ ગરધવનિ પેરે મ્હાલે,
તુ હાથે માથે ધુળ ઘાલે. નર. ૨
એક સ્વાંતબુંદ સીપેજ ગ્રહ્યુ, તેનુ મહા મુગતાફળ થઈ રહ્યુ;
કદલીમાં પડ્યું તે કપૂર થયું. નર. ૩
અહિ મુખમાં પડ્યું તે ગરલ થયુ, સાગરમાં પડ્યુ તે લવણ થયુ.
પ્રથવીમાં પડ્યુ તે પ્રલે થયુ. નર. ૪
જેમ કનકમાંહિ કથીર ભળે, એમ વિના વિચાર સાર ન જડે;
કહે પ્રીતમ રવિ ઉગ્યે રજની ટળે. નર. ૫

૫૯૦

તારૂં સુપનશરીર નીર ઓસનું એણિપેરે ઉડી જાશે,
હેતે ભજ રઘુવીર નામતણે પરતાપે નિરભય થાશે.
જેમ સરિતા પૂર નહિ જાશે, તારૂં આયુષ્ય ઓછું એમ થાશે;
જેમ કમળને કુંજર ખાશે. તારૂં. ૧
જેમ પારો પાણિ થઇ ચાલે, તેને કહોને કેઇ પેરે ઝાલે;
ખર્યું પાન નહી લાગે ડાળે. તારૂ. ૨
જેમ કદળિ ફળિ તે નહિ ફળે, ત્યમ ગઇ મનષાદેઈ તે નહિ મળે;
ઉડયું કપૂર વાળ્યું નહિ વળે, તારૂ. ૩
જેમ વીજ ચમકે ગગનમાંહી, તેમ દીપક જોતિ સમે નાંહી;
તારી અથિર દેહ તે થિર નાહિ. તારૂ. ૪
દેહમનુષ્ય જનમ મુગતી જાણો, એ સાર શબ્દ હૃદે આણો;
કહે પ્રીતમ પરમપદને માણો. તારૂ. ૫

૫૯૧

આરે અવસરમાં જેણે સદગુરૂ સેવ્યા, વસ્તુતો દીધી બતાયરે,
સોહાગીલાલ આરે અવસરમાં જેણે સદગુરૂ સેવ્યા. ટેક
સત સમાગમ જેને વાલેરો લાગે, વાદવિવાદ મટિ જાએરે. ૧
ઓહ સોહ શબ્દ નાભિથી ઉઠે, શૂન્યશિખરગઢ જાયે રે. ૨
પરા પશ્યંતિ મધ્યમા વૈખરિ વાણિ, મધ્યમ ઘાટ ઘડાયરે ૩
ચર અચરમાં મ્હાલે અખંડ બિહારી, જયાંરે જોઇયે ત્યાં તેવા થાય રે. ૪
ચંદા સૂરજ દોનુ એક ઘર લાવે, સુરત નુરતે ભલિ જાય રે. ૫
ઇંગલાને પિંગલા સુષુમણાને સાધે, તિરવેણી સંગમ થાય રે. ૬
આઠેરે પોહોર જેને લાગિ ખુમારી, આવાગમન મટી જાયરે. ૭
અનુભવ ઉગ્યોને થયુ રે અજવાળુ, અજ્ઞાનતિમર ટળિ જાયરે. ૮
અનહદ વાજાં વાજે ગગનમંડલમાં, ઘોર શબ્દત્યાં તો થાયરે. ૯

એકવિસ હજાર છસેં દમનેરે સાધે, રણુંકાર શબ્દ ત્યાંતોથાયરે.૧૦
હરિરે દાસ નિજ નામ જપી લ્યો, હરિ ભજ્યે હરિમાં સમાયરે.૧૧

૫૯૨ (આછા ઘુંઘટ વહુને વાલેરા લાગે,–એ રાહ)

સાચી સમજણરે બુદ્ધિને ખોટીરે લાગે,
સત મનાવે તો માનો હો લોલણિ. સાચી. ૧
શીલ સંતોષનાં તો કલ્લાં ઘડાવું,
કરૂણાની કાંબિયો પ્હેરાવું હો લોલણિ. સાચી. ૨
વિવેક વિચારના તો વિંછવા ઘડાવું,
હરખના ઘુઘરા બંધાવું હો લોલણિ. સાચી. ૩
સાધન સંપન્નનો તો ચુડલો પ્હેરાવું,
ક્ષમાની પુંચિયો ઘડાવું હો લોલણિ. સાચી. ૪
જ્ઞાન વૈરાગ્ય બાજુબંધ સોવરાવું,
શાંતિનુ રત્ન જડાવું હો લોલણિ. સાચી. ૫
પ્રેમનાં પુષ્પ ગળામાંહિ ન ખાવું,
લક્ષનો દોરડો પ્રોવાવું હો લોલણિ. સાચી. ૬
ટેક રૂપીની તો તુષી ઘડાવું,
દયાની દામણિ બંધાવુ હો લોલણિ. સાચી. ૭
સતસંગરૂપીનું તો ઘુલર ઘડાવું,
લગ્નનું લોલિયું પ્હેરાવુ હો લોલણિ. સાચી. ૮
ભક્તિરૂપિની કો'તો વાળિયો ઘડાવુ,
મુક્તિની ચુનિયો મેલાવું હો લોલણિ. સાચી. ૯
નેહનું કાજળ કહોતો નયણે સરાવું,
હેતની આડયો કરાવુ હો લોલણિ. સાચી. ૧૦
સીધી સમજણનો તો સેંથો પુરાવું,
જોગનો ચાંદલો ચોડાવું હો લોલણિ. સાચી. ૧૧

ધીરજરૂપીની તો વેણ્યો ગુંથાવું,
ગુરૂગમનો ગોફણો લટકાવું હો લોલણિ. સાચી. ૧૨
ચોખી ચાલની તમને ચોળી શિવડાવુ,
ચૈતનની ચુંદડી પ્હેરાવું હો લોલણિ. સાચી. ૧૩
સાચી કરણીનો તો કંચુવો શિવડાવું,
ભાવતું ભરત ભરાવું હો લોલણિ. સાચી. ૧૪
દાસ ગોપાલ કહે એ સમજણ સાચી,
દક્ષનો લક્ષ બતાવ્યો હો લોલણિ. સાચી. ૧૫

૫૯૩

સુરતા લાગીરે જેની ભ્રમના ભાગી છે;
જાણે કોઈ સત સુજાણરે સોહાગી, જેની સુરતા લાગી છે. ૧
નટડિયે ખેલ રચ્યોરે ચોગાનમાં;
વરત વિના બીજું નજરે ન આવે. જે૦ ૨
પતંગને દીપક સાથે પ્રીત બધાણી;
તન મન અરપ્યું જેણે તજાવિ દેહ. જે૦ ૩
મીનને જળની સાથે સ્નેહ બંધાયો,
પ્રાણ તજેરે તોય પ્યાસ ન છાંડે. જે૦ ૪
નાદના મોહ્યા કાંઇ મૃગ મરે છે;
શબ્દના માર્યા કાંઇ સત ગળે છે. જે૦ ૫
ચાત્રુક સ્વાતિનુ બુંદ પોકારે;
અવર નીરશું કાંઈ ભાવ ન લાવે. જે૦ ૬
મરજીવે સંત તો મન વશ કીધાં,
જૈને સમુદ્ર મધ્યે મોતીજ લીધાં. જે૦ ૭
શૂરાનાં લક્ષણ તો એવાં રે કૈયે,
રણમાં ચડે તેવારે પુંઠે ન રૈયે. જે૦ ૮

સુરત નુરત કોઈ સંત પિછાણે,
અનુભવિયા રે' તે તો મહારસ માણે. જો૦ ૯
ભક્તિનાં લક્ષણ તો એવાંરે કૈયે,
જીવનના સ્વામિ મારા વસિયા છો હૈયે. જો૦ ૧૦

પદ. ૫૯૪

ગુરૂરે કર્યા પણ ગર્જ નહિ, ગર્જ વિના જ્ઞાન ન આવેરે,
જ્ઞાન વિનારે નર પાવૈ જેવા, એ નર નારીમાં નાવેરે;
સદગુરૂનાં વચન રૂદે ધરો, કાં થાવો વાંઝિયું જેવારે,
સૌની વાતુરે મરને સાંભળે, તોય નર એવા ને એવારે. ૧
સંતના વચન નથી માનતો, ગુરૂને ગાળદે બેહારિરે;
જણનારીને તેં શિદ કરી દુખી, નવ માસ ભારે મારીરે સદ. ૨
ભક્તિ વિનારે નર ભૂત છે, સ્હામા મળિયા નહિ સારોરે,
ધૂડ જણ્યોરે એની જનુનીને, ઠાલો મનખો બગાડયો. સદ. ૩
ભક્ત જન્મ્યારે એમને ધન્ય છે, ધન્ય ધન્ય હરિજન જાયારે,
વૈકુંઠ વાગ્યાંરે વધામણાં, ચૌદલોકમાં છાયારે સદ. ૪
ભક્તિ જ્ઞાન ને વૈરાગ્ય છે, જો શુભ વિચાર આવે રે,
કલ્યાણ કહેરે માનવ ફેરો, એ નરને તો આફેરો ફાવેરે સદ. ૫

પદ. ૫૯૫

મુનસાહેહ તમે સફળ કરી લો, કહુ રે વ્હેલા થાવ;
વેણ રૂદેમાં જવરલાને રહુરે વ્હેલા થાવ. વ્હેલા. ૧
જમકિંકરની અસવારી છે ઊભીરે, વ્હેલા.
જાતી રેહેશે જવાનીની ખુબીરે. વ્હેલા. ૨
જરા આવશે તેની ફરશે દવાઇરે, વ્હેલા,
વિતની વાતમાં જાશો ભાઇયો વવાઈ રે. વ્હેલા. ૩
રિદ્ધિ લાધે જો ભલી ભજે તે ભવાઈ રે, વ્હેલા,
હરિને ભજતાં દિન દિન કળા સવાઈરે. વ્હેલા. ૪

રખે આળસ કરતા સમરણ સારૂરે, વ્હેલા;
વારે વારે કયાં લગી હૂં વારૂં રે. વ્હેલા. ૫
ભય ન ઉપજે તેનું કરમ નઠારૂં રે, વ્હેલા;
કાળું મુંહું હેજતુવા તારૂં રે. વ્હેલા. ૬
સમાણસને શબ્દ રૂદેમાં લાગેરે, વ્હેલા,
મચલું હોય તે જગાડયું નવ જાગેરે. વ્હેલા. ૭
ભરતખંડ ને જાંબૂદ્વીપમાં આવીરે, વ્હેલા;
દ્વારકા કોકને ગયું ફાવી રે. વ્હેલા. ૮

પ૯૬ ( પ્રભાતી )

ઝીલ્ય તું ઝીલ્ય તું સત સંગ રૂપિ જાન્હવિ,
માનવિ મેલ્ય તુ માન મનનું;
સત સંગત વિના નર નથી નીપજ્યા,
નીપજે નવખંડે પણ કામ ધનનું ઝીલ્ય. ૧
બીક જમની ટળે સ્વર્ગ આશા પળે, સહજ સદા ફળે બ્રહ્મ જાણે;
પિંડ પૂજ થૈ રહે શબ્દ તે નવ દહે, તાપ નવ હોય એ વૃદ્ધ હાણે.
લિંગવાસના ગળે દ્વૈત ભાવ ન ટળે,
સ સચ્ચિદાનંદ મળે ઘેર બેઠાં,
મનના સંકલ્પ સમે મનોરથ નવ દમે,
એક હરિ મુખ ગમે બીજાં કર્મ હેઠાં. ઝીલ્ય. ૩
પ્રગટે મોટી દશાં ગમે નહિ વિષૈ કશા,
જાય નૃહિ ધશા કાંહિ અધિક દેખિ;
ત્રૈલોક તરણવત ગણે અંતર એકતા પણે,
મધુરિ ભાષ્યા ભણે મુખ બ્રહ્મ પેખિ. ઝીલ્ય. ૪
બ્રહ્મ નિશ્ચે સદા ડગમગે નહિ કદા,
કારણે મહા મુદા દિવ્ય દરસિ;

સત ગંગાતણું ફળ છે અતિધણું,
કહે અખો શું ભણું જો જો પરસિ. ઝીલ્ય. ૫

૫૯૭

તેજ અવની પરે વીર કહિયે ખરા, બ્રહ્મની અગ્નિમાં સ્હામા ચાલે;
શૂરસુભટની ચાલ્ય દેખાડવા, થૈ તદરૂપ ને મધ્ય મ્હાલે. તેજ. ૧
કેસરિબાલ હોય જન્મનો ધીરજે, જે ગજરાજને શીશ લાગે;
ભર્મમેંગલતણા જૂથ દો વટચ કરી, ભય નથી તોએ પાછો ન ભાગે. ૨
વજ્રમણિને જેમ અગ્નિ તે નવ અડે, પ્રહાર કરતાં લોહ મધ્ય ચાલે,
દરિદ્રજનનાં હરે તિમર છેદન કરે, આપ બળે કરી તે ન હાલે.તેજ.૩
શુદ્ધ પારાતણી ગોટિકા હોય જેમ, ધાતુરસ પૃથ્વિનાં પાણી શોષે;
જ્વાલા પ્રભાવ તે હોમ વહની તણી, તેહને પ્રતાપે તે જગત પોખે. ૪
સ્થિત પ્રજ્ઞાતણું બિરૂદ એવું અખા, જેણે શીશ સાટે સચ્ચિદાનંદ લીધ
ત્રણ્ય દ્રષ્ટાંતે કરિ આપે નર નીપન્યા, અરથિયાંને ઉપદેશ દીધા. ૫;

૫૯૮

જીવની આદિ વિચારોરે પંડિતો, આદિ જોતાં તે અનાદિ દીશે;
દેહતણી છાયા સમાય તે દેહ વિષે,
જ્યારે મધ્ય આવે ત્યારે સૂર શીખે. ૧

તનમનને ઓળખ્યા વિના બહૂ આફળે,
જેમ સૂત્રધાર નિજ નાવ નિરમે;

તેહેજ સૂત્રધાર તેણે નાવ્ય બેઠે થકે, પછે પરવશ પડયો પંથકરમે. ૨
તનમનનૌકા જીવ ગણે મહારૂ, પણ ભવસાગર વિષે કાળ ખેડે;

કર્મના વાયુને વશ લાગ્યો ડોલવા તારે,
હાથથી વાત વટકી તે નાવે નેડે; ૩

ભ્રમે ભ્રમે ભટકે ઘણા ભવ વિષે, ગુરૂ ગોવિંદના શરણ પાખે;
માયારૂપણી માજ વહાલી અખા, તે જાણિને જનુનિ ભેદ રાખે. ૪

૫૯૯

માયા પીડતી જાણે તો પરબ્રહ્મ આરાધિયે,
સેવિયે સ્વામીને ચિત્ત પૂરે;
સદ્દગુરૂકેરા ચરણ આદર કરી,
મારગ ઝાલીએ મંન શૂરે. માયા. ૧

મન ક્રમ વચને ગુરૂ ગોવિંદ ખરા,
ભિન્ન નજાણિયે ભાવ બીજે;
જાત્ય ને વર્ણ અધ્યેન આશ્રમ્મનુ,
માન મૂકી બ્રહ્મદ્રવ પીજે. માયા. ૨

જેમ અગ્નિને સંગે સીત વ્યાપે નહિ,
જ્યોત્ય દેખાડે ને તિમિર ત્રાસે,
ત્યમ ગુરૂ પરતાપે પરબ્રહ્મને ભેટિયે;
માયા રૂપી અંધેર નાહાસે માયા. ૩

જેમ કાષ્ટ આવિ પડે વન્હિજ્વાલાવિશે,
તેનુ દાર ફિટીને અનલ થાય,
તેમ અનન્ય આરાધના જે કોઇ કરશે અખા,
તેહેનાં માયા ફરિ ફરિ ચરણ સાહે. માયા. ૪

૬૦૦

હરિ હરિજન અલગા કરી રખે ગણો,
સંત સેવ્યા તેણે સ્વામી સેવ્યા;
નિર્ગુણ બ્રહ્મ તે સગુણ સત જાણવા,
જેમ વન્હીથી તેજવંત થાય દીવા હરિ. ૧

જેમ અગ્નિથી દીપ થાય બહુ વાર કર્યે,
દીપથી દીપ તે થાય સેહેલો,
ત્યમ જ્ઞાનીનિ મુર્તિ તે જાણો ગોવિંદની,
ત્યાંહાંથી ભગવાન ભેટેજ વેહેલો. હરિ. ૨

દ્રષ્ટા ઉપદેશ તે આપે મોટી કળા,
જેથકી જંતનું કારજ સીઝે;
સેવતાં સુખ હોય અતિઘણું તેહને,
જો સદગુરૂતણું મન રીઝે, હરિ. ૩
પ્રત્યક્ષ રામ તે તત્વવેત્તા વિષે,
જ્યમ કુંડલ જોતાં તે કનક દીસે;
મન ક્રમ વચને સંત ભજશે અખા,
તેહનુ દ્વૈત દેખિને મન નહિ રીસે. હરિ. ૪

૬૦૧

દેહના કૃત્યમાં સર્વ ભૂલા પડયા, દેહિને પ્રીછયો કેણે ન જાય;
ઉપાધિની ઓધમાં સર્વ આવી ગયા, વસ્તુ સાનિધ્ય તેણે ન થાયે. ૧
આપે હોય ઈશ ઐશ્વર્ય એવું ધરે, કોટિ બ્રહ્માંડ સરજે ને ભાજે;
વસ્તુ વિચાર વિના તેજ ભૂલા ભમે, સ્વપ્રકાશમાં હાં સર્વ લાજે. ૨
જેજે સામર્થ ધરે આપ અલગું કરે, આપ અલગું થયે કાળ ગ્રાસે;
એણે વલણે માયાયે મરકટ કર્યો, તેને નામ રૂપ તે સત્ય ભાસે. ૩
પંડિત જાણ ને મોટા મોટાતણો, સર્વનો લક્ષ તે વિષય સૂધી;
તેણે કરી દ્વૈતનાં પડલ પ્રોઢાં ચડયાં,
નામને રૂપમાં સત્ય બુદ્ધિ. ૪
મૂલગી સિદ્ધિ વ્યાપિને વિલસી રહિ, મૂલગે પદે સર્જેજમાયા;
મૂલગે પદે આખો રહ્યો ઓચરે, અલગો પડે તો જીવ થાયે. ૫

૬૦૨

પારબ્ધને પ્રીછય તો દરદ આવે નહિ,
સુખદુખ જન્મના ભોગ કહિયે; અણછતિ આપદા જીવના કર્મની,
જેમપડે તેમ સહીને રૈયે. ૧
અનંત આચારજ મળે કોટિ ઉપાય કરે, કર્મઇક્ષણાના ધર્મ પાળે;
ત્રણ્ય લોકના દેવ દેવી મળે, તોય નિરમ્યું નાથનું કોય ન ટાળે.૨

સિદ્ધ સાધક ને મુનિ મહા મોટા, મહા પુરૂષ હોય તોય લેખ ન ચુકે;
નિરગુણ પુરૂષ તે દેહ ધરે પંચ ભૂતનો,
સુખ દુખ હાણ્ય વૃદ્ધિ તેને ન મુકે. પ્રારબ્ધ. ૩
ત્રણ્ય તાપ તો વ્યાપે તે શેષ બ્રહ્મ લગે, દેવ દાનવ તે સર્વ દોષે;
જ્ઞાનિ તે દેખે દૃષ્ટિમાં અણછતા, ભોગવે ભોગ પણ નવ શોષે. પ્રા.૪
તત્વનિષ્ટ પુરૂષ તે નિરાટ નિરમલ રહે, અવિગત્ય આતમા દેવ દરશે,
ગંગાધર હરિગુરૂપદ પુરણ સદા, પ્રગટ પરમાતમા તેજ પરસે.પ્રા.૫

૬૦૩.

જીવડા જો જાગી જો જાગી, તારો અવસર જાય અભાગી. જી.
ચક્ર કરાળ કાળનું જોને, સહુને શિર છે ભમતું,
જન્મ્યા તેને ઝડપી લે છે, દેહધારીને દમતું. જીવડા. ૧
નિષ્ફળ કર્મ નિરંતર કરતાં, ખોયું ઉત્તમ ટાણું;
ઈશ્વરને નવ ઓળખી લીધા, પાથરતાં વાયુ વ્હાણું. જીવડા. ૨
બાળ કુમાર જવાની બગડી, વૃદ્ધપણુ વણસાડયું,
ચિદાનંદનું ચિંતવન તેતો, અંતરમાં નવ આવ્યુ. જીવડા. ૩
સદ આચરણ પ્રભુની સેવા, આદર ન કર્યો એવો;
ધિક ધિક માનવદેહ ધર્યો પણ, જીવ જનાવર જેવો. જીવડા. ૪
નાશવંત સાંસારિક સુખને, સત્ય લહીને સૂતો;
પલક એકમાં કાળ પકડશે, હુતો થશે ન હુતો. જીવડા. ૫
જો ચેતે તો ચેતી લેજે, ભલા સમયમાં ભાઇ;
કહે છોટમ શુદ્ધ ભાવ ધરીને, લેજે હરિગુણ ગાઈ. જીવડા. ૬

૬૦૪.

માથે કોપી રહ્યા છે કાળરે, ઉંઘ તને કેમ આવે ?!
પાણી પ્હેલાં બાંધી લેને પાળરે, ઉંઘ તને કેમ આવે ! ૧
નથી એક ઘડીનો નિરધારરે, ઉં. આતો સ્વપ્ના જેવો સંસારરે ઉ. ૨.
અદયા એળે ખોયો અવતારરે, ઉ. તારા માથે છે જમનો મારરે. ઉ.

તારા મનનું ધાર્યું થશે ધુળરે હં. ચાર તોલા છે મણમાં ભૂલરે. હં.
ફરી આવ્યો છે ગર્ભમાં તું ડોલરે, હં. પોલ આવેલું થાય છે કપોલરે.
જોત જોતાં આયુષ ખુટી જાય રે, હં. તારા ડાહાપણમાં લાગી લાજરે.
કઠિ આવેલું બુડશે જહાજરે, હં. તારે માટે કહે છે ઋષિરાજરે.

૬૦૫

( લાવણી. )

કથા સતશાસ્ત્ર સુનો પ્યારે, જીવ જગ હોવે નિસ્તારે. ટેર.
જીવ જન મૃત્યુલોક આયા, કર્મહિત પાઈ શુભ કાયા;
જિનાંકા બિચાર ઉર લીજે, કર્મ શુભ નિત મિત ચિત દીજે.
નર–દેહી દુર્લભ દેવકિાં, મિલે ન વારંવાર;
તાતેં નિત મિત કર સતસંગત, કર કર તત્ત્વવિચાર,
ધાર મન હિંમત મત હારે. કથા. ૧
હરી હર ભક્તિ ઉર આને, સંત અરૂ શાસ્ત્ર કહ્યો માને,
હરી ગુરૂ એક રૂપ જાને, વેદ સંત શાખાં પરમાને.
માત પિતા જગમેં હિતકારી, જિનકી કીજે સેવ,
અહોનિશિ પ્રીત રખે ઉર અંદર, લખે આતમાદેવ,
સેવ કર તાતેં હરિ તારે. કથા. ૨
જપે મુખ રામમંત્ર સાચો, અપર મત અમિત વિષય કાચો;
જપત જન રામનામ ભાઇ, અમિત અઘ પલમેં લય થાઇ;
ગજ ગનિકા કરમા અરૂ સવરી, જિનકી સુનિયે ગાથ;
નામપ્રતાપ થાપ ઉર અંદર, તિર ગઈ જાત અનાથ,
જગત–જન મહિમા ઉર ધારે. કથા. ૩
વિષયસુખ સર્વ સ્વપ્ન જાણે, અભય સુખ આતમ નિત માણે;
લસે એક વિશ્વનાથ સારે, કિસી પર જુલ્મ મતિ ધારે.
સિપ્રયરામકી બીનતી, સુન લીજે નર નાર;
સાચે દિલસેં રામ ઉચારો, સહજે ઉતરો પાર,
ફેર જન ધરેં ન અવતારે. કથા. ૪

